**આયતો : (સૂરએ ઝુખ્રુફ : આયત નં. ૨૬ થી ૩૦)**

وَإِذْ قَالَ إِبْرٰهِيمُ لِأَبِيهِ وَقَوْمِهٖٓ إِنَّنِي بَرَآءٌ مِّمَّا تَعْبُدُونَ ﴿٢٦﴾ إِلَّا الَّذِي
فَطَرَنِي فَإِنَّهُ سَيَهْدِينِ ﴿٢٧﴾ وَجَعَلَهَا كَلِمَةًۢ بَاقِيَةً فِي عَقِبِهٖ لَعَلَّهُمْ يَرْجِعُونَ ﴿٢٨﴾
بَلْ مَتَّعْتُ هٰٓؤُلَآءِ وَاٰبَآءَهُمْ حَتّٰى جَآءَهُمُ الْحَقُّ وَرَسُولٌ مُّبِينٌ ﴿٢٩﴾ وَلَمَّا
جَآءَهُمُ الْحَقُّ قَالُوا هٰذَا سِحْرٌ وَّإِنَّا بِهٖ كٰفِرُونَ ﴿٣٠﴾

**તરજુમો :**

*અને જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના બાપને અને તેની કોમને કહ્યું, હું તે વસ્તુઓથી અલગ છું જેને તમે પૂજો છો. (૨૬) પરંતુ જેણે મને બનાવ્યો બસ તે મને માર્ગ સૂઝાડશે. (૨૭) અને આ જ વાત પોતાની અવલાદમાં પાછળ છોડી ગયા જેથી તેઓ રુજૂઅ્ રહે. (૨૮) કંઈ નથી પરંતુ મેં તેમને અને તેમના બાપ દાદાઓને વર્તવા દીધા એટલે સુધી કે તેમની પાસે સાચો દીન અને ખોલીને સંભળાવી આપનાર રસૂલ પહોંચ્યા. (૨૯) અને જ્યારે તેમની પાસે સાચો દીન પહોંચ્યો કહેવા લાગ્યા, આ જાદૂ છે અને અમે તેને માનીશું નહીં. (૩૦)*



**તફસીર :**

અને (તે સમય વર્ણનપાત્ર છે) જ્યારે કે ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના બાપને અને પોતની કોમને કહ્યું કે હું તે વસ્તુઓ(ની ઈબાદત)થી બેઝાર (અને સંબંધ ન ધરાવનાર) છું જેની તમે ઈબાદત કરો છો પરંતુ હા ! (તે અલ્લાહ સાથે સંબંધ ધરાવું છું) જેણે મને પેદા કર્યો, પછી તે જ મને (મારા દીન અને દુનિયાના હિતો સુધી) માર્ગદર્શન કરે છે (ભાવાર્થ એ છે કે તે લોકોએ ઈબ્રાહીમ અલૈ.ની પરિસ્થિતિ યાદ કરવી જોઈએ કે તેઓ પોતે પણ તવહીદની માન્યતા ધરાવનાર હતા) અને (વસિય્યત દ્વારા) તેઓ આ (અકીદહ)ને પોતાની અવલાદમાં (પણ) એક કાયમ રાખનારી વાત કરી ગયા (એટલે કે પોતાની અવલાદને પણ વસિય્યત કરી જેની અસર કંઈ કંઈ રસૂલે કરીમ ﷺના આગમન સુધી પણ બરાબર રહી, એટલે સુધી કે ઈસ્લામ પહેલાંની અજ્ઞાનતાના સમયમાં પણ અરબોમાં અમુક

લોકો શિર્કથી નફરત કરતા હતા અને તે વસિય્યત તેમણે એટલા માટે કરી હતી) જેથી (દરેક યુગમાં મુશ્રિક) લોકો (તવહીદનો અકીદહ રાખનાર લોકો પાસેથી તવહીદનો અકીદહ સાંભળી સાંભળીને શિર્કથી) બચતા રહ્યા (પરંતુ એ લોકો તો પણ અટકતા નથી અને એ તરફ ધ્યાન આપતા નથી) બલકે મેં (જે) તેમને અને તેમના બાપ દાદાઓને (દુનિયાનો) ખૂબ સામાન આપ્યો છે (તેમાં ઓતપ્રોત અને ગાફેલ થઈ રહ્યા છે) એટલે સુધી કે (તે જ ઓતપ્રોત અને ગફલતની ઊંઘથી જાગૃત કરવા માટે) તેમની પાસે સાચું કુર્આન (જે મોઅ્જિઝો હોવાના કારણે પોતાની સચ્ચાઈની પોતે જ દલીલ છે) અને સાફ સાફ બતાવનાર રસૂલ (અલ્લાહ તરફથી) આવ્યા અને જ્યારે તેમની પાસે આ સાચું કુર્આન પહોંચ્યું (અને તેની શ્રેષ્ઠતા જાહેર થઈ) તો કહેવા લાગ્યા કે આ તો જાદૂ છે અને અમે તેને માનતા નથી.

## મસ્અલા અને બોધપાઠ :

وَاِذْ قَالَ اِبْرٰهِيْمُ.... પાછલી આયતોના અંતમાં અલ્લાહ તઆલાએ એવું વર્ણન કર્યું હતું કે અરબના મુશ્રિકોની પાસે પોતાના શિર્ક ઉપર પોતાના બાપ દાદાના રીત રિવાજો સિવાય કોઈ દલીલ નથી અને એ દેખીતું છે કે સ્પષ્ટ, બૌદ્ધિક અને વર્ણન થયેલ દલીલોની ઉપસ્થિતિમાં માત્ર બાપ દાદાઓના અનુસરણ ઉપર હઠાગ્રહ કરવો સત્ય અને ન્યાયથી કેટલું દૂર છે, હવે આ આયતોમાં તે તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે જો પોતાના વડવાઓના જ માર્ગ ઉપર ચાલવા ઈચ્છતા હોય તો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના માર્ગ ઉપર કેમ નથી ચાલતા જે તમારા સૌથી સન્માનનીય પિતામહ છે અને જેમની સાથે તમારો વંશીય સંબંધ છે અને તમે પોતે તેને પોતાના માટે ગર્વની બાબત સમજો છો, તેઓ ન જ માત્ર તવહીદના માનનારા હતા બલકે પોતાની અવલાદને પણ એની વસિય્યત કરતા ગયા અને પોતે તેમની જીવનશૈલી એવી બતાવી છે કે ખુલ્લી, બૌદ્ધિક અને વર્ણન થયેલી દલીલોની ઉપસ્થિતિમાં માત્ર બાપ દાદાઓનું અનુસરણ કરવું જાઈઝ નથી, જ્યારે તેઓ દુનિયામાં આવ્યા તો તેમની સમગ્ર કોમ પોતાના બાપ દાદાઓના અનુસરણમાં શિર્ક કરવામાં સંડોવાયેલી હતી પરંતુ તેમણે તેમને પોતાના બાપ દાદાઓના આંધળા અનુસરણથી બચાવ્યા અને સ્પષ્ટ દલીલોનું

અનુસરણ કરતાં પોતાની કોમથી અલગાવની જાહેરાત કરી અને કહ્યું, إِنَّنِي بَرَآءٌ مِّمَّا تَعْبُدُونَ (જે વસ્તુઓની ઈબાદત તમે કરો છો હું તેનાથી અળગો છું)

આથી એ પણ જાણ થઈ કે જો કોઈ વ્યક્તિ કોઈ દુષ્ટ અથવા ખરાબ અકીદહ ધરાવનાર સમૂહ કે જૂથ વચ્ચે રહે છે અને મૌન રહેવાના સ્વરૂપમાં એવો ભય છે કે તેને પણ તે જૂથ જેવી જ વિચારસરણી ધરાવનાર સમજવામાં આવશે તો માત્ર અકીદહ અને અમલને ઠીકઠાક કરી લેવું પૂરતું નથી, બલકે તે જૂથના અકીદાઓ અને અમલોથી પોતાના અલગાવની જાહેરાત પણ જરૂરી છે એટલા માટે અત્રે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ માત્ર એટલું જ નથી કર્યું કે પોતાના અકીદાઓ અને અમલોને મુશ્રિકોથી અમલી સ્વરૂપે અલગ કરી લીધા બલકે મૌખિક રીતે પણ તેમનાથી અળગા હોવાની જાહેરાત કરી.

وَجَعَلَهَا كَلِمَةً بَاقِيَةً فِي عَقِبِهِ (અને તેઓ તેમની પોતાની અવલાદમાં એક કાયમ રહેનારી વાત કરી ગયા) ભાવાર્થ એ છે કે પોતાની તવહીદની માન્યતાને તેમણે પોતાની જાત સુધી જ સીમિત ન રાખી બલકે પોતાના સંતાનોને પણ આ જ માન્યતા ઉપર કાયમ રહેવાની વસિય્યત કરી એટલા માટે તેમની અવલાદમાં એક મોટી સંખ્યા તવહીદનો અકીદહ ધરાવનાર "મુવહ્હિદીન"ની થઈ અને પોતે મક્કએ મુકર્રમહ અને તેના આસપાસના વિસ્તારમાં રસૂલે કરીમ ﷺના આગમનના સમય સુધી એવા ઉચ્ચ પ્રકૃતિ ધરાવનાર લોકો મોજૂદ હતા જેઓ સદીઓ પસાર થયા પછી પણ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના અસલી ધર્મ ઉપર જ કાયમ રહ્યા.

આથી એ પણ જાણ થઈ કે પોતાની જાત સિવાય પોતાની અવલાદને સાચા દીન ઉપર પ્રવૃત્ત રાખવું અને તેને કાયમ રાખવાની ફિકર કરવી પણ માનવીના ફરજોમાં સામેલ છે, અંબિયા (અલૈ.)માંથી હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ઉપરાંત હઝરત યાકૂબ (અલૈ.) વિશે પણ કુર્આને કરીમે બતાવ્યું છે કે તેમણે વફાતના સમયે પોતાના દિકરાઓને સાચા દીન ઉપર કાયમ રહેવાની વસિય્યત કરી હતી તેથી જે સ્વરૂપે પણ શક્ય હોય અવલાદના અમલો અને વર્તણૂકની સુધારણામાં પોતાના સંપૂર્ણ પ્રયત્નો કરવા આવશ્યક પણ છે અને અંબિયા (અલૈ.)ની સુન્નત પણ; અને આમ તો અવલાદની સુધારણાની ઘણી બધી પદ્ધતિઓ છે જેને તક અનુસાર અપનાવવામાં આવી શકે છે આથી હઝરત શૈખ

અબ્દુલ વહ્હાબ શુઅ્રાની (રહ.)એ "લતાઈફુલ મિનન્ વલ્ અખ્લાક"માં લખ્યું છે કે અવલાદની સુધારણા માટે સૌથી વધારે અસરકારક પ્રવૃત્તિ એ છે કે માતા પિતા તેમની દીની સુધારણા માટે દુઆનો નિત્યક્રમ રાખે, અફસોસ છે કે આ સરળ યુક્તિથી આજકાલ બેદરકારી સામાન્ય થતી જઈ રહી છે અને તેના ખરાબ પરિણામો પોતે માતા પિતા નજરે જોઈ રહ્યા છે.

---

**આયતો : (સૂરએ ઝુખ્રુફ : આયત નં. ૩૧-૩૨)**

وَقَالُوا لَوْلَا نُزِّلَ هَٰذَا الْقُرْآنُ عَلَىٰ رَجُلٍ مِّنَ الْقَرْيَتَيْنِ عَظِيمٍ ﴿٣١﴾ أَهُمْ
يَقْسِمُونَ رَحْمَتَ رَبِّكَ ۚ نَحْنُ قَسَمْنَا بَيْنَهُم مَّعِيشَتَهُمْ فِي الْحَيَاةِ الدُّنْيَا ۚ وَرَفَعْنَا
بَعْضَهُمْ فَوْقَ بَعْضٍ دَرَجَاتٍ لِّيَتَّخِذَ بَعْضُهُم بَعْضًا سُخْرِيًّا ۗ وَرَحْمَتُ
رَبِّكَ خَيْرٌ مِّمَّا يَجْمَعُونَ ﴿٣٢﴾



**તરજુમો :**

*અને કહે છે, કેમ આ કુર્આન આ બંને વસ્તીઓમાંના કોઈ મોટા પુરુષ ઉપર ન ઊતર્યું ? (૩૧) શું તેઓ તમારા પરવરદિગારની રહમતને વહેંચે છે !? અમે તેમનામાં તેમની દુનિયાની જિંદગીમાં રોજી વહેંચી આપી છે અને અમુકના અમુક ઉપર દરજ્જાઓ બુલંદ કરી દીધા કે એકબીજાને સેવક ઠરાવે છે અને તારા પરવરદિગારની રહમત તે વસ્તુઓથી ઉત્તમ છે જેને તેઓ સમેટે છે. (૩૨)*

**તફસીર :**

(આ તો કાફિરોને કુર્આન વિશે કહ્યું) અને (રસૂલુલ્લાહ ﷺ વિશે) કહેવા લાગ્યા કે આ કુર્આન (જો ઈલાહી કલામ છે અને રિસાલત સ્વરૂપે આવ્યું તો) તે બંને વસ્તીઓ (એટલે કે મક્કા અને તાઈફના નિવાસીઓ)માંથી કોઈ મોટા વ્યક્તિ ઉપર કેમ નાઝિલ કરવામાં ન આવ્યું ? (એટલે કે રસૂલ માટે મહાન હોવું જરૂરી છે અને રસૂલે કરીમ ﷺ માલ દોલત તથા રાજ્યશાસન ધરાવતા નથી તો તેઓ પયગમ્બર નથી હોઈ શકતા, અલ્લાહ તઆલા તેમના આ સંદેહનો રદિયો

કરે છે કે) શું આ લોકો તમારા પરવરદિગારની (ખાસ) રહમત (એટલે કે નુબુવ્વત)ને (પોતે) વહેંચવા ઇચ્છે છે ? (એટલે કે એવું ઇચ્છે છે કે નુબુવ્વત તેમના અભિપ્રાય પ્રમાણે લોકોને મળવી જોઈએ, જાણે પોતે તેને વહેંચવાની ઇચ્છા અને લાલસા રાખે છે કે આ વહેંચણી તેમને સોંપવામાં આવે, જ્યારે કે આવી લાલસા નરી મૂર્ખામી છે કારણ કે) દુનિયવી જિંદગીમાં (તો) તેમની રોજી અમે (જ) વહેંચી રાખી છે અને (તે વહેંચણીમાં) અમે એકને બીજા ઉપર ઉચ્ચતા આપી રાખી છે જેથી (તે રોજી દરેકના હિત પ્રમાણે પ્રાપ્ત થાય કે) એકબીજાથી કામ લેતા રહે (અને વિશ્વની વ્યવસ્થા કાયમ રહે) અને (દેખીતી અને વિશ્વાસપાત્ર વાત એ છે કે) તમારા પરવરદિગારની (ખાસ) રહમત (એટલે કે નુબુવ્વત) તે (દુનિયવી માલ અને દોલત તથા હોદ્દો અને ઇજ્જત) કરતાં ઉત્તમ છે જેને આ લોકો સમેટતા ફરે છે (બસ જ્યારે દુનિયવી અર્થકારણની વહેંચણી અમે તેમના અભિપ્રાય ઉપર નથી રાખી જ્યારે કે તે ઊતરતી કક્ષાની વસ્તુ છે તો નુબુવ્વત જે પોતે પણ ઉચ્ચ કક્ષાની વસ્તુ છે અને તેના હિતો પણ ખૂબ મહાન દરજ્જાના છે તે કેવી રીતે તેમના અભિપ્રાય મુજબ વહેંચવામાં આવે ?!)

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમાં અલ્લાહ તઆલાએ અરબના મુશ્રિકોના એક વાંધાનો જવાબ આપ્યો છે જે તેઓ રસૂલે કરીમ ﷺની રિસાલત ઉપર ઉઠાવ્યા કરતા હતા, વાસ્તવમાં શરૂમાં તો તે એવું માનવા માટે તૈયાર જ ન હતા કે અલ્લાહ તઆલાનો કોઈ રસૂલ માનવી પણ હોઈ શકે છે, આથી તેમનો આ વાંધો કુર્આને કરીમે અનેક ઠેકાણે વર્ણન કર્યો છે કે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺને અમે કેવી રીતે રસૂલ માની લઈએ જ્યારે કે તેઓ સામાન્ય માનવીની જેમ ખાય પીએ છે અને બજારોમાં હરે ફરે છે પરંતુ જ્યારે કુર્આનની વિવિધ આયતો દ્વારા એવું સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે એ માત્ર રસૂલે કરીમ ﷺની વિશિષ્ટતા નથી બલકે દુનિયામાં જેટલા પણ અંબિયા (અલૈ.) આવ્યા છે તે બધા માનવો જ હતા તો હવે તેમણે પેંતરો બદલીને એવો વાંધો ઉઠાવ્યો કે જો કોઈ માનવીને નુબુવ્વત સોંપવી હતી તો રસૂલે કરીમ ﷺ આર્થિક રીતે સદ્ધર અને કોઈ મોટા માન મોભો ધરાવનાર નથી, આ હોદ્દો રસૂલે કરીમ ﷺના બદલે મક્કા અથવા તાઈફના કોઈ

મોટા દોલતમંદ અથવા આદરણીય અને માન મોભો ધરાવનાર વ્યક્તિને કેમ આપવામાં ન આવ્યો ? રિવાયતોમાં છે કે આ જ સિલસિલામાં તેમણે મક્કએ મુકર્રમહથી વલીદ બિન મુગયરહ અને ઉત્બા બિન રબીઅહને અને તાઇફથી ઉર્વહ બિન મસ્ઊદ ષકફી, હબીબ બિન અમ્ર ષકફી, કિનાનહ બિન અબ્દિયાલિલના નામ રજુ કર્યા હતા. *(રૂહુલ મઆની)*

મુશ્રિકોના આ વાંધાઓના અલ્લાહ તઆલાએ બે જવાબો આપ્યા છે, પ્રથમ જવાબ પ્રસ્તુત આયતોમાંથી બીજી આયતમાં અને બીજો જવાબ આગલી આયતોમાં આપવામાં આવ્યો છે તેનો ખુલાસો પણ ત્યાં આવશે, આ પ્રથમ જવાબનો ખુલાસો એ છે કે તમને એ બાબતમાં દખલગીરી કરવાનો કોઈ અધિકાર જ નથી કે અલ્લાહ તઆલા નુબુવ્વતનો હોદ્દો કોને આપી રહ્યો છે અને કોને નથી આપી રહ્યો ? નુબુવ્વતની વહેંચણી તમારા હાથમાં નથી કે કોઈને નબી બનાવતા પહેલાં તમારો અભિપ્રાય લેવામાં આવે ! આ કામ સંપૂર્ણપણે અલ્લાહ તઆલાના હાથમાં છે અને તે પોતાની મહાન મસ્લિહતો પ્રમાણે તેને અંજામ આપે છે, તમારું અસ્તિત્વ, બુદ્ધિ અને સમજ તે મહાન કાર્યની ક્ષમતા જ નથી ધરાવતી કે નુબુવ્વતની વહેંચણીનું કામ તમને સોંપવામાં આવ્યું હોત અને નુબુવ્વતની વહેંચણી તો ઘણી ઉચ્ચ કક્ષાની બાબત છે, તમારી હેસિયત તથા અસ્તિત્વ અને સભાનતા તો એટલું પણ વેઠી નહીં શકે કે પોતે તમારા અર્થકારણ અને આર્થિક સાધન સામગ્રીની વહેંચણીનું કામ તમને સોંપવામાં આવી શકે, કારણ કે અમે જાણીએ છીએ કે એવું કરવામાં આવ્યું તો તમે એક દિવસ પણ વિશ્વની વ્યવસ્થા ચલાવી શકશો નહીં અને સમગ્ર વ્યવસ્થા અસ્તવ્યસ્ત થઈને રહી જશે, તેથી અલ્લાહ તઆલાએ દુનિયવી જિંદગીમાં તમારી રોજીની વહેંચણી પણ તમારા માથે નથી રાખી, બલકે આર્થિક વહેંચણીનું કાર્ય પોતે પોતાના હાથમાં રાખ્યું છે, જ્યારે આ સામાન્ય કક્ષાનું કાર્ય પણ તમારા હવાલે કરવામાં આવી નથી શકતું તો નુબુવ્વતની વહેંચણી જેવું મહાન કાર્ય તમારા હવાલે કેવી રીતે કરવામાં આવે ?! આયતોની વાતનો ભાવાર્થ તો આટલો જ છે પરંતુ મુશ્રિકોના જવાબ આપવાના સંદર્ભમાં અલ્લાહ તઆલાએ દુનિયાની આર્થિક વ્યવસ્થા સંબંધિત જે ઈશારો કરી આપ્યો છે તેનાથી વિવિધ આર્થિક સિદ્ધાંતો પ્રતિપાદિત થાય છે, અત્રે તેનો ટૂંકમાં ખુલાસો આવશ્યક છે.

**આર્થિક વહેંચણીની કુદરતી વ્યવસ્થા :**

نَحْنُ قَسَمْنَا بَيْنَهُمْ مَّعِيْشَتَهُمْ (અમે તેમની વચ્ચે વહેંચણી કરી છે તેમની આર્થિક બાબતોની) ભાવાર્થ એ છે કે અમે પોતાની ઉચ્ચ કક્ષાની હિકમતથી દુનિયાની વ્યવસ્થા એવી બનાવી છે કે અત્રે દરેક વ્યક્તિ પોતાની જરૂરિયાત પૂરી કરવા માટે બીજાની મદદનો મોહતાજ છે અને પરસ્પર બધા લોકો તે જ જરૂરી સહકારના સંબંધમાં બંધાઈને સમગ્ર સમાજની આવશ્યકતાઓની પૂર્ણતા કરી રહ્યા છે. આ આયતે ખોલીને એ વાત બતાવી દીધી કે અલ્લાહ તઆલાએ આર્થિક બાબતોની વહેંચણીનું કાર્ય (સામ્યવાદીઓની જેમ) કોઈ સત્તાધારી માનવસંસ્થાને સોંપ્યું નથી જે આયોજન દ્વારા એવું નક્કી કરે કે સમાજની શું જરૂરિયાતો છે, તેને કઈ રીતે પૂરી કરવામાં આવે, ઉત્પાદનના સ્ત્રોતોને કયા પ્રમાણ વડે કયા કાર્યોમાં લગાડવામાં આવે અને તેમના વચ્ચે આવકની વહેંચણી કયા આધાર ઉપર કરવામાં આવે; તેના બદલે આ બધા જ કામો અલ્લાહ તઆલાએ પોતાના હાથમાં રાખ્યા છે અને પોતાના હાથમાં રાખવાનો મતલબ એ જ છે કે દરેક વ્યક્તિને બીજાનો મોહતાજ બનાવીને દુનિયાની વ્યવસ્થા જ એવી બનાવી દીધી છે જેમાં જો (ઈજારાદારો વગેરે દ્વારા) અસ્વાભાવિક અડચણો પેદા ન કરવામાં આવે તો તે વ્યવસ્થા આપોઆપ તે બધી જ સમસ્યાઓ હલ કરી આપે છે, પરસ્પર અનિવાર્ય સહકારની આ વ્યવસ્થાને હાલની આર્થિક પરિભાષામાં "માંગ અને પૂરવઠાની વ્યવસ્થા" કહેવામાં આવે છે, માંગ અને પૂરવઠાની કુદરતી વ્યવસ્થા એવી છે કે જે વસ્તુનો પૂરવઠો ઓછો થાય અને માંગ વધે તેની કિંમત વધે છે એટલા માટે ઉત્પાદનના સ્ત્રોતો તે વસ્તુની તૈયારીમાં વધારે નફો જોઈને તે જ તરફ કેન્દ્રિત થઈ જાય છે અને જ્યારે પૂરવઠો માંગના મુકાબલામાં વધી જાય છે તો કિંમત ઘટી જાય છે એટલા માટે તે વસ્તુને તૈયાર કરવી વધારે નફો રળવા પાત્ર રહેતી નથી અને ઉત્પાદનના સ્ત્રોતો તેને બદલે કોઈ અન્ય એવા કાર્યમાં પ્રવૃત્ત થઈ જાય છે જેની આવશ્યકતા વધારે હોય, ઈસ્લામે માંગ અને પૂરવઠાની આ જ કુદરતી શક્તિઓ દ્વારા દોલતના ઉત્પાદન અને વહેંચણીનું કાર્ય લીધું છે અને સામાન્ય પરિસ્થિતિમાં આર્થિક બાબતોની વહેંચણીનું કાર્ય કોઈ માનવસર્જિત સંસ્થાના હવાલે કર્યું નથી, તેનું કારણ એ છે કે આયોજનની ગમે એટલી વિકસિત નીતિનું સંશોધન કરી લેવામાં આવે પરંતુ તેના દ્વારા અર્થવ્યવસ્થાના એક એક

વિભાગની જરૂરતનો તાગ મેળવવો શક્ય નથી અને એ પ્રકારની આર્થિક સમસ્યાઓ સામાન્ય રીતે આવી જ કુદરતી વ્યવસ્થા આધીન ચાલે છે, જિંદગીની મોટા ભાગની આર્થિક સમસ્યાઓ આ જ પ્રમાણે કુદરતી રીતે આપોઆપ પૂરી થાય છે અને તેમને હુકૂમતના આયોજનના હવાલે કરવું જિંદગીમાં એક કૃત્રિમ બંધન પેદા કરવા સિવાય કંઈ નથી, દાખલા તરીકે એ વાત કે દિવસનો સમય કામ માટે છે અને રાતનો સમય સૂવા માટે છે, કોઈ શાસન અથવા માનવસર્જિત આયોજન હેઠળ આ વાત નક્કી થઈ નથી, બલકે કુદરતની સ્વયં સંચાલિત વ્યવસ્થાએ આપમેળે આ ફેંસલો કરી લીધો છે. એ જ પ્રમાણે એ બાબત કે કયો વ્યક્તિ કોની સાથે શાદી કરે ? સ્વાભાવિક મનમેળની કુદરતી વ્યવસ્થા હેઠળ તે આપમેળે પૂર્ણ થાય છે અને તેને આયોજન દ્વારા હલ કરવાનો કોઈને વિચારસુદ્ધાં આવ્યો નથી અથવા દાખલા તરીકે એ બાબત કે કયો વ્યક્તિ જ્ઞાન અને કળાના કયા વિભાગને પોતાનું કાર્યક્ષેત્ર બનાવે ? તેના સ્વાભાવિક વલણ અને યોગ્યતાના બદલે સરકારના આયોજનના હવાલે કરવું એક ફોગટની બળજબરી છે અને તેનાથી પ્રાકૃતિક વ્યવસ્થા અસ્તવ્યસ્ત થઈ શકે છે, એ જ પ્રમાણે આર્થિક વ્યવસ્થાને પણ કુદરતે પોતાના હાથમાં રાખી છે અને દરેક વ્યક્તિના દિલમાં એ જ કામ નાંખી દીધું છે જે તેના માટે વધારે યોગ્ય છે અને જેને તે સારી રીતે પાર પાડી શકે છે એટલા માટે દરેક વ્યક્તિ ભલે તે એક ઝાડુ મારનાર સાફ સફાઈ કરનાર જ કેમ ન હોય તે પોતાના કામથી ખુશ છે અને તેને જ પોતાના માટે ગર્વનો સરમાયો સમજે છે. كُلُّ حِزْبٍ بِمَا لَدَيْهِمْ فَرِحُوْنَ અલબત્ત મૂડીવાદી અર્થવ્યવસ્થાની જેમ ઈસ્લામે વ્યક્તિને એટલી સ્વતંત્રતા નથી આપી કે તે દરેક જાઈઝ અને નાજાઈઝ પદ્ધતિથી દોલત સમેટીને બીજાઓ માટે રોજીના દરવાજા બંધ કરી દે, બલકે આવકના માધ્યમોમાં હલાલ અને હરામનો તફાવત કરીને વ્યાજ, સટ્ટાખોરી, જુગાર અને સંગ્રહખોરીને પ્રતિબંતિધ ઠરાવી દીધી છે, જાઈઝ આવક ઉપર પણ ઝકાત, ઉશ્ર વગેરેની ફરજો લાગુ પાડીને તે ખરાબીઓનો તોડ કરી દીધો જે હાલની મૂડીવાદી અર્થવ્યવસ્થામાં જોવા મળે છે, તે ઉપરાંત પણ જો ક્યારેક ઈજારાદારીઓ સ્થાપિત થઈ જાય તો તેને તોડવા માટે રાજ્યશાસનની દખલગીરીને જાઈઝ ઠરાવ્યું છે, અહીંયાં તેની વિગતનો મોકો નથી, આ જ વિષય ઉપર મુજ નાચીઝની કિતાબો "મસ્લએ સૂદ" (વ્યાજનો મસ્અલો), "ઈસ્લામ કા

નિઝામે તકસીમે દોલત" (ઇસ્લામની અર્થ વહેંચણીની વ્યવસ્થા) અને "ઇસ્લામી નિઝામમેં મઆશી ઇસ્લાહાત" (ઇસ્લામી વ્યવસ્થામાં આર્થિક સુધારણા)માં જોઈ શકાય છે.

**આર્થિક સમાનતાની વાસ્તવિકતા :**

وَرَفَعْنَا بَعْضَهُمْ فَوْقَ بَعْضٍ دَرَجٰتٍ (અને અમે એકને બીજા ઉપર ઉચ્ચતા આપી રાખી છે) આથી જાણ થઈ કે આર્થિક સમાનતા (દુનિયાના બધા જ વ્યક્તિઓની આવક બિલકુલ સમાન હોય) ન તો ઇચ્છનીય છે અને ન જ તેના ઉપર અમલ કરવો શક્ય છે, તેની વિગત એવી છે કે અલ્લાહ તઆલાએ આ સૃષ્ટિના દરેક સભ્ય ઉપર કોઈને કોઈ ફરજ લાગુ પાડી છે અને અમુક હકો આપ્યા છે અને બંનેમાં પોતાની હિકમતનો એવો સુમેળ સાધી રાખ્યો છે કે જેના માથે જેટલી ફરજો છે તેના તેટલા જ હકો પણ છે, માનવી સિવાય જેટલી મખ્લૂકોમાં તેમના માથે કારણ કે ફરજો સૌથી ઓછી છે કે તેઓ શરઈ રીતે હલાલ અને હરામ તથા જાઈઝ અને નાજાઈઝના જવાબદાર નથી તેથી એમના હકો પણ સૌથી ઓછા છે માટે માનવીને તેમના મા'મલામાં વિશાળ સ્વતંત્રતા અર્પણ કરવામાં આવી છે કે (?) તેમનાથી અમુક મા'મૂલી પાબંદીઓની સાથે જે રીતે ચાહે લાભ ઉઠાવી શકે છે, આથી અમુક જાનવરોને તે કાપીને ખાય છે, અમુક ઉપર સવારી કરે છે, અમુકને પાયમાલ કરે છે પરંતુ તેને તે મખ્લૂકોનો હક મારવું સમજવામાં આવતું નથી એટલા માટે કે તે મખ્લૂકો ઉપર કારણ કે ફરજો ઓછી છે તેથી તેમના હકો પણ ઘણા ઓછા છે, પછી સૃષ્ટિમાં સૌથી વધારે ફરજો માનવો અને જિન્નાતો ઉપર લાગુ પાડવામાં આવી છે કે તેઓ પોતાના દરેક નિવેદન અને પ્રવૃત્તિ તથા દરેક હલન ચલનમાં અલ્લાહ તઆલાની સામે જવાબદાર છે અને જો પોતાની જવાબદારી પૂર્ણ ન કરે તો આખિરતના અઝાબના હકદાર છે, આથી અલ્લાહ તઆલાએ માનવો અને જિન્નાતોના હકો પણ બીજી મખ્લૂકો કરતાં કેટલાય વધારે અર્પણ કર્યા છે, પછી માનવોમાં પણ એ ધ્યાન રાખ્યું છે કે જેની જવાબદારી અને ફરજો બીજાઓથી વધારે છે તેના હકો પણ વધારે છે, માનવોમાં સૌથી વધારે જવાબદારીઓ અંબિયા (અલૈ.) ઉપર હોય છે તેથી તેમને ઘણા બધા હકો પણ બીજાઓ કરતાં વધારે અર્પણ કરવામાં આવ્યા છે.

આર્થિક વ્યવસ્થામાં પણ અલ્લાહ તઆલાએ એ જ કાળજી રાખી છે કે

દરેક વ્યક્તિને એટલા આર્થિક હકો આપવામાં આવે જેથી જેટલી ફરજોની જવાબદારી તે પોતાના માથે લે અને દેખીતું છે કે ફરજોમાં સમાનતાનું પેદા થવું બિલકુલ અશક્ય છે તથા તેમાં તફાવત ન હોવો અસંભવિત બાબત છે, એવું કદાપિ થઈ શકતું નથી કે દરેક વ્યક્તિને આર્થિક અને પગારી ફરજો બીજાઓથી બિલકુલ સમાન હોય, એટલા માટે કે આર્થિક અને પગારપાત્ર ફરજો માણસની પ્રાકૃતિક ક્ષમતાઓ ઉપર આધારિત છે જેમાં તેમની શારીરિક શક્તિ, તંદુરસ્તી, તેજસ્વી દિમાગ, માનસિક માપદંડ તથા ચુસ્તી અને સ્ફૂર્તિ જેવી વસ્તુઓ સામેલ છે અને એ વાત દરેક વ્યક્તિ ખુલ્લી આંખોએ જોઈ શકે છે કે આ લક્ષણોના આધારે માનવોમાં સામ્યતા અથવા સરખાપણું પેદા કરવું મોટામાં મોટી વિકસિત સામ્યવાદી સરકારના કાબૂમાં પણ નથી હોતું, જ્યારે માનવોની ક્ષમતાઓમાં તફાવત હોવો આવશ્યક છે તો તેમની ફરજોમાં પણ અવશ્ય તફાવત હશે અને આર્થિક હકો કારણ કે તે જ ફરજો ઉપર અવલંબિત છે એટલા માટે આર્થિક હકો એટલે કે આવકનો પણ તફાવત હોવો જરૂરી છે, કારણ કે જો સૌની આવક બિલકુલ સરખી કરી દેવામાં આવે અને ફરજોમાં તફાવત રહે તો તેનાથી ક્યારેય ન્યાય અને ઈન્સાફ સ્થાપિત નથી થઈ શકતો એટલા માટે કે આવા સ્વરૂપમાં અમુક લોકોની આવક તેમની ફરજો કરતાં વધારે અને અમુકની તેમની ફરજોથી ઓછી થઈ જશે, એનાથી સ્પષ્ટ થઈ ગયું કે આવકમાં સંપૂર્ણ સામ્યતા કોઈપણ યુગમાં ન્યાય આધારિત નથી હોઈ શકતું, આથી સામ્યવાદમાં પોતાની પ્રગતિના અંતિમ તબક્કામાં (સંપૂર્ણ કૉમ્યુનિઝમમાં) પણ જે સરખાપણાનો દા'વો હતો તે કોઈપણ પરિસ્થિતિમાં ન તો અમલપાત્ર છે અને ન જ ન્યાય અને ઈન્સાફ પ્રમાણે છે. (સામ્યવાદનું કહેવું છે કે હાલમાં તો આવકની સંપૂર્ણ સામ્યતા શક્ય નથી પરંતુ જો સામ્યવાદના શરૂઆતી સિદ્ધાંતો ઉપર અમલ કરવામાં આવતો રહ્યો તો એક સમય એવો આવશે જ્યારે આવકમાં સંપૂર્ણ સામ્યતા અથવા મિલકતમાં સંપૂર્ણ સરખાપણું પેદા થઈ જશે અને તે સંપૂર્ણ સામ્યવાદનો યુગ હશે) અલબત્ત એવું નક્કી કરવું કે કોઈની ફરજો વધારે અને કોઈની ઓછી છે અને એ આધારે તેને હકો મળવા જોઈએ તે અત્યંત નાજૂક અને મુશ્કેલ કામ છે તથા માનવોની પાસે કોઈ એવું માપદંડ નથી જેનાથી તે એ વસ્તુને ઠીક ઠીક નક્કી કરી શકે, અમુક સમયે એવી અનુભૂતિ થાય છે કે એક નિષ્ણાંત અને અનુભવી એન્જિનિયરે

એક કલાકમાં એટલી આવક રળી લીધી જે એક મજૂરે આખો દિવસ ટનબંધી માટી ખોદીને પણ પ્રાપ્ત ન કરી પરંતુ જો ન્યાય પ્રમાણે જોવામાં આવે તો મજૂરના દિવસભરની મજૂરી અને મહેનતની જવાબદારી તેણે ઉઠાવેલા ભાર પ્રમાણે નથી હોતી જે જવાબદારી એન્જિનિયરે ઉઠાવેલી હોય છે, એન્જિનિયરની આ એક કલાકની આવક તેની મહેનતનો બદલો નથી બલકે વર્ષોના વર્ષો તેણે જે પોતાના માનસને તૈયાર કર્યું અને દિમાગ નિચોવ્યું તો તેના બદલાનો એક ભાગ પણ આ આવકમાં સામેલ છે અને તેણે એન્જિનિયરીંગના શિક્ષણ અને કેળવણી પાછળ, ત્યારબાદ તેના અનુભવ અને તેમાં નિપૂણ બનવામાં જે વેઠયું છે તેનો બદલો પણ સામેલ છે, સામ્યવાદે પોતાના શરૂઆતના યુગમાં આવકના આ તફાવતને સ્વીકાર્યો છે એટલા માટે બધા જ સામ્યવાદી દેશોમાં વસ્તીના વિવિધ વર્ગો વચ્ચે પગારોનો જબરદસ્ત તફાવત જોવા મળે છે પરંતુ ઠોકર ત્યાં ખાધી છે કે બધા જ ઉત્પાદનના સ્ત્રોતોને સરકારના તા'બા હેઠળ લાવીને ઉત્પાદન માધ્યમો માટે ફરજો નિશ્ચિત કરી અને પછી તેમની યોગ્યતા આધારે તેમના ઉપર આવકની વહેંચણી પણ સંપૂર્ણ રીતે સરકારના હવાલે કરી દીધી છે, જ્યારે કે જે રીતે ઉપર વર્ણન કરવામાં આવ્યું ફરજો અને હકો દરમિયાન યોગ્ય સંબંધ જાળવવા માટે માણસ પાસે કોઈ માપદંડ નથી આથી સામ્યવાદની કાર્યપદ્ધતિ હેઠળ આખા દેશના નાગરિકોની આવક નિશ્ચિત કરવી સરકારના અમુક કાર્યકર્તાઓના હાથમાં આવી ગયું છે અને તેમને એ અધિકાર મળી ગયો છે કે જે વ્યક્તિને જેટલું ઇચ્છે રોકી લે, પ્રથમ તો તેમાં ભ્રષ્ટાચાર અને સગાવાદનું એક એવું મોકળું મેદાન મળી જાય છે જેના કારણે નોકરશાહી ફળે ફૂલે છે, બીજું જો સરકારના બધા જ કાર્યકર્તાઓને ફરિશ્તા પણ કલ્પી લેવામાં આવે અને તેઓ ખરેખર પણ એવું ઇચ્છે કે દેશની આવકની વહેંચણી હક અને ન્યાયના આધારે થાય તો તેમની પાસે અંતે તે કયું માપદંડ છે જેનાથી તેઓ એવો ફેંસલો કરી શકે કે એક એન્જિનિયર અને એક મજૂરની ફરજોમાં કેટલો તફાવત છે અને તેના આધારે તેમની આવકોમાં કેટલો તફાવત ન્યાયસંગત છે.

ઘટના એમ છે કે આ વાતનો ઠીક ઠીક ફેંસલો માનવીની બુદ્ધિના વર્તુળથી બિલકુલ બહાર છે તેથી કુદરતે તેને પોતાના હાથમાં રાખ્યું છે, ચર્ચા હેઠળની આયત وَرَفَعْنَا بَعْضَهُمْ فَوْقَ بَعْضٍ دَرَجٰتٍ માં અલ્લાહ તઆલાએ એના જ તરફ

ઈશારો કર્યો છે કે આ તફાવત નક્કી કરવો અમે માનવોના હવાલે કરવાના બદલે પોતાના હાથમાં રાખ્યું છે અને પોતાના હાથમાં રાખવાનો ભાવાર્થ અહીંયાં પણ એ જ છે કે દુનિયામાં દરેક વ્યક્તિની જરૂરિયાત બીજાની સાથે જોડીને વ્યવસ્થા એવી બનાવી દીધી છે કે દરેક વ્યક્તિ પોતાની જરૂરિયાત પૂરી કરવા માટે બીજાને એટલું આપવા મજબૂર છે જેટલો કે તે હકદાર છે, અત્રે પણ પરસ્પર એકબીજાની અનિવાર્યતા ઉપર આધારિત માંગ અને પૂરવઠાની વ્યવસ્થા દરેક વ્યક્તિની આવક નક્કી કરે છે, એટલે દરેક વ્યક્તિ એ વાતનો ફેંસલો પોતે કરે છે કે જેટલી ફરજોને પોતાના માથે લીધી છે તેનું કેટલું વળતર મારા માટે પૂરતું છે, તેનાથી ઓછું મળે તો તે કામ કરવા રાજી નહીં થાય અને તે વધારે માંગવા લાગે તો કામ લેનારો તેની પાસેથી કામ લેશે નહીં. لِيَتَّخِذَ بَعْضُهُم بَعْضًا سُخْرِيًّا નો આ જ ભાવાર્થ છે કે અમે આવકમાં તફાવત એટલા માટે રાખ્યો છે જેથી એક વ્યક્તિ બીજા પાસેથી કામ લઈ શકે, નહિતર જો બધાની આવક એકસમાન થઈ ગઈ હોત તો કોઈ એકબીજાના કામ ન આવતું હોત.

હા અલબત્ત અમુક અસામાન્ય પરિસ્થિતિઓમાં મોટા મોટા મૂડીપતિઓ માંગ અને પૂરવઠાની આ કુદરતી વ્યવસ્થાથી અનઅધિકૃત ફાયદો ઉઠાવીને ગરીબોને એ બાબત ઉપર મજબૂર કરી શકે છે કે તે પોતાના વાસ્તવિક હકોથી ઓછા વળતર ઉપર કામ કરે, ઈસ્લામે પ્રથમ તો હલાલ, હરામ તથા જાઈઝ નાજાઈઝના વિશાળ હુકમો દ્વારા વળી નૈતિક માર્ગદર્શન અને આખિરતની માન્યતા દ્વારા આવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવાથી અટકાવ્યા છે અને જો ક્યારેક કોઈ સ્થળે આવી પરિસ્થિતિ પેદા થઈ જાય તો ઈસ્લામી રાજ્યશાસનને એ અધિકાર આપ્યો છે કે આ અસામાન્ય પરિસ્થિતિઓની મર્યાદા સુધી તે વળતર નક્કી કરી શકે છે પરંતુ દેખીતું છે કે આવું માત્ર અસામાન્ય પરિસ્થિતિઓ માટે છે, એટલા માટે તે હેતુપ્રાપ્તિ માટે બધા જ ઉત્પાદનના માધ્યમો સરકારને હવાલે કરી દેવાની કોઈ જરૂરત નથી કારણ કે એના નુકસાનો તેના લાભો કરતાં અનેક ઘણા છે.

### ઈસ્લામી સમાનતાનો અર્થ :

પ્રસ્તુત ઉપરોક્ત ઈશારાઓથી એ બાબત સારી રીતે સ્પષ્ટ થઈ જાય છે કે આવકમાં સંપૂર્ણ સામ્યતા ન તો ન્યાય અને ઈન્સાફનો તકાદો છે અને ન જ કોઈ

સ્થળે તેનો અમલ સ્થાપિત થઈ શકે છે અને ન જ તે ઈસ્લામમાં ઈચ્છનીય છે, અલબત્ત ઈસ્લામે જે સમાનતાને કાયમ કરી છે તે કાનૂન, સામાજિકતા અને હકોની અદાયગીની સમાનતા છે, તેનો ભાવાર્થ એ છે કે પ્રસ્તુત ઉપરોક્ત કુદરતી પદ્ધતિ હેઠળ જે વ્યક્તિના જેટલો હકો નિશ્ચિત થઈ જાય તેને પ્રાપ્ત કરવાના કાયદાકીય, સાંસ્કૃતિક અને સામાજિક હકમાં બધા સરખા છે, આ બાબતનો કોઈ એવો અર્થ નથી કે એક માલદાર અથવા મોભા અને હોદ્દાવાળો વ્યકિત પોતાનો હક ઈજ્જત સાથે સરળતાથી પ્રાપ્ત કરી લે અને ગરીબને પોતાના હકો પ્રાપ્ત કરવા માટે દરબદરની ઠોકરો ખાવી પડે તથા અપમાનિત અને ઝલીલ થવું પડે, કાયદો માલદારના હકોનું રક્ષણ કરે અને ગરીબને નિ:સહાય છોડી દે, આથી જ તો હઝરત અબૂબક સિદ્દીક (રદિ.)એ પોતાના ખુત્બામાં કહ્યું,

وَاللّٰهِ مَا عِنْدِیْ اَقْوٰی مِنَ الضَّعِيْفِ حَتّٰی اٰخُذَ الْحَقَّ لَهٗ وَلَا عِنْدِیْ اَضْعَفَ مِنَ الْقَوِیِّ حَتّٰی اٰخُذَ الْحَقَّ مِنْهُ

*"અલ્લાહની કસમ ! મારા સમીપ એક અશક્ત વ્યકિતથી વધારે મજબૂત કોઈ નથી ત્યાં સુધી કે હું તેનો હક તેને ન અપાવી દઉં અને મારી નિકટ એક મજબૂત વ્યકિતથી વધારે કોઈ અશક્ત નથી જ્યાં સુધી કે હું તેની પાસેથી (અશક્તનો) હક વસૂલ ન કરી લઉં."*

આ જ રીતે ઈસ્લામી દષ્ટિકોણથી આર્થિક બાબતોની સમાનતાનો અર્થ એ છે કે ઈસ્લામની દષ્ટિમાં દરેક વ્યકિતને કમાવાની સરખી તકો પ્રાપ્ત થયેલ છે અને ઈસ્લામ એ વાતને પસંદ નથી કરતો કે અમુક મોટા મોટા માલદાર વ્યકિતઓ માલ દોલતના ખજાનાઓ ઉપર કબ્જો કરી પોતાની ઈજારાદારીઓ સ્થાપી દે અને નાના વેપારીઓ માટે બજારમાં બેસવું પણ મુશ્કેલ બનાવી દે, એટલા માટે વ્યાજ, સટ્ટો, જુગાર, સંગ્રહખોરી અને ઈજારાદારી સ્થાપિત થતી હોય એવા વેપારી કરારોને પ્રતિબંધિત જાહેર કર્યા, વળી ઝકાત, ઉશ્ર, ખિરાજ, સદકાઓ, વાજિબ સદકાઓ અને અન્ય આર્થિક ફરજો લાગુ પાડી એવું વાતાવરણ પેદા કરવામાં આવ્યું છે જેમાં દરેક માનવી પોતાની વ્યકિતગત આવડત, મહેનત અને મૂડી પ્રમાણે યોગ્ય કમાઈની સરખી તકો પ્રાપ્ત કરી શકે છે અને તેનાથી એક ખુશહાલ સમાજની રચના થઈ શકે છે, તદુપરાંત આવકનો જે

તફાવત બાકી રહે તે વાસ્તવમાં ટાળી ન શકાય એવી બાબત છે અને જે રીતે માનવો દરમિયાન રંગ, રૂપ, શક્તિ, તંદુરસ્તી, બુદ્ધિ, હોશિયારી તથા સંતાનોની સંખ્યાનો તફાવત મિટાવવો શક્ય નથી એ જ પ્રમાણે આ આર્થિક તફાવતને પણ મિટાવી શકાતો નથી.

---

## આયતો : (સૂરએ ઝુખ્રુફ : આયત નં. ૩૩-૩૪-૩૫)

وَلَوْلَآ اَنْ يَّكُوْنَ النَّاسُ اُمَّةً وَّاحِدَةً لَّجَعَلْنَا لِمَنْ يَّكْفُرُ بِالرَّحْمٰنِ لِبُيُوْتِهِمْ
سُقُفًا مِّنْ فِضَّةٍ وَّمَعَارِجَ عَلَيْهَا يَظْهَرُوْنَ ﴿٣٣﴾ وَلِبُيُوْتِهِمْ اَبْوَابًا وَّسُرُرًا عَلَيْهَا
يَتَّكِـُٔوْنَ ﴿٣٤﴾ وَزُخْرُفًا ۭ وَاِنْ كُلُّ ذٰلِكَ لَمَّا مَتَاعُ الْحَيٰوةِ الدُّنْيَا ۭ وَالْاٰخِرَةُ
ع عِنْدَ رَبِّكَ لِلْمُتَّقِيْنَ ﴿٣٥﴾

### તરજુમો :

*અને જો એ વાત ન હોત કે બધા લોકો એક ધર્મ ઉપર થઈ જાય તો અમે તે લોકોને આપ્યું હોત જેઓ રહમાનના ઈન્કારીઓ છે તેમના ઘરો માટે ચાંદીનું છાપરું અને સીડીઓ જેના ઉપર તેઓ ચઢે. (૩૩) અને તેમના ઘરો માટે દરવાજા અને બાજઠ જેના ઉપર તકિયા લગાવીને બેસે. (૩૪) અને (ઘણી વસ્તુઓ) સોનાની; અને આ બધું કંઈ નથી પરંતુ દુનિયાની જિંદગીનો વપરાશ છે અને આખિરત તમારા પરવરદિગારના ત્યાં તેમના જ માટે છે જેઓ ડરે છે. (૩૫)*

### તફસીર :

(અને આ કાફિર લોકો માલ અને દોલતના વધારાને નુબુવ્વતની યોગ્યતાની શરત સમજે છે જ્યારે કે નુબુવ્વત એક મહાન વસ્તુ છે તેથી તેની યોગ્યતાની શરત પણ મહાન જ હોવી જોઈએ) અને (દુનિયાની દોલત તથા ઈજ્જત, મરતબો અમારા સમીપ એટલો તુચ્છ છે કે) જો એ વાત (સંભવ) ન થઈ હોત કે (લગભગ લગભગ) બધા જ વ્યક્તિઓ એક જ તરીકાના થઈ જશે (એટલે કે કાફિર થઈ જશે) તો જે લોકો અલ્લાહની સાથે કુફ્ર કરે છે (અને

અલ્લાહ નજીક સખત ધિક્કારપાત્ર છે) અમે તેઓ (બધા)ના માટે તેમના ઘરોના છાપરાં ચાંદીના કરી આપ્યા હોત અને સીડીઓ પણ (ચાંદીના કરી આપત) જેના ઉપર ચઢયા(-ઊતર્યા) કરતા હોત અને તેમના ઘરોના દરવાજા પણ (ચાંદીના કરી આપ્યા હોત) અને તખ્ત પણ (ચાંદીના કરી આપત) જેના ઉપર તકિયા લગાવીને બેસે છે અને (આ જ વસ્તુઓ) સોનાની પણ (કરી આપત એટલે કે અમુક ચાંદીની, અમુક સોનાની પરંતુ આવો સામાન બધા કાફિરોને એટલા માટે નથી આપ્યો કે ઘણા માણસોના સ્વભાવમાં માલ અને દોલતની લાલચ છવાયેલી છે અને આવી હાલક ડોલક પરિસ્થિતિમાં કુફ્ર એ માલ અને દોલતની પ્રાપ્તિનું નિશ્ચિત કારણ બન્યું હોત, બસ અમુક થોડા જ વ્યક્તિઓ છોડીને લગભગ લગભગ બધાએ કુફ્ર અપનાવી લીધું હોત એટલા માટે અમે બધા જ કાફિરોને માલ અને દોલતની આવી છૂટછાટ નથી આપી નહિતર જો આવું હિત નજર સમક્ષ ન હોત તો અમે એવું જ કર્યું હોત અને દેખીતું છે કે દુશ્મનને સન્માન અને છૂટછાટની વસ્તુ આપવામાં નથી આવતી, પછી જાણ થઈ કે દુનિયાની માલ અને દોલત હકીકતમાં કોઈ મહાન વસ્તુ જ નથી, બસ તે નુબુવ્વત જેવા મહાન હોદ્દા માટે યોગ્યતાની શરત પણ નથી હોઈ શકતી તેના બદલે નુબુવ્વતની શરત તે ઉચ્ચ કક્ષાની નૈતિક બાબતો છે જે અલ્લાહ તરફથી અંબિયા અલૈ.ને અર્પણ થાય છે અને આ લક્ષણો રસૂલે કરીમ ﷺમાં સંપૂર્ણ રીતે એકઠા છે, બસ નુબુવ્વત તેમના જ માટે શોભાસ્પદ હતી ન કે મક્કા અને ત[illegible]ના માલદારો માટે) અને (દુનિયાની તુચ્છતાનું એક બિલકુલ જાહેર કારણ વર્ણન કરે છે કે) આ સઘળો (સરસામાન જેનું ઉપર વર્ણન થયું) કંઈ પણ નથી માત્ર દુનિયાની જિંદગીના અમુક દિવસનો લાભ માત્ર છે (અંતે તે ફના થઈ જશે) અને આખિરત (કાયમી છે અને એટલા માટે તેનાથી ઉત્તમ છે તે) તમારા પરવરદિગારના ત્યાં અલ્લાહથી ડરનારાઓ માટે છે.

## મસ્અલા અને બોધપાઠ :

### અતિશય માલ અને દોલત શ્રેષ્ઠતાનું કારણ નથી :

કાફિરોએ જે એવું કહ્યું હતું કે મક્કા અને તાઇફના કોઈ મોટા માલદારને કેમ નબી બનાવવામાં ન આવ્યા ? આ આયતોમાં તેનો બીજો જવાબ આપવામાં

આવ્યો છે અને તેનો ખુલાસો એ છે કે નિઃશંક ! નુબુવ્વત માટે અમુક યોગ્યતાની શરતોનું હોવું આવશ્યક છે પરંતુ માલ અને દોલત વધારે હોવાના કારણે કોઈને નુબુવ્વત નથી આપી શકાતી, કારણ કે માલ અને દોલત અમારી નજરમાં એટલી તુચ્છ વસ્તુ છે કે જો બધા જ લોકોના કાફિર બની જવાનો સંદેહ ન હોત તો અમે બધા કાફિરો ઉપર સોના ચાંદીનો વરસાદ વરસાવી દીધો હોત તથા સહીહ તિરમિઝીની એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, لَوْ كَانَتِ الدُّنْيَا تَعْدِلُ عِنْدَ اللّٰهِ جَنَاحَ بَعُوْضَةٍ مَّا سَقٰى كَافِرًا مِنْهَا شَرْبَةَ مَاءٍ (એટલે કે જો દુનિયા અલ્લાહ નજીક એક મચ્છરની એક પાંખ બરાબર દરજ્જો રાખતી હોત તો અલ્લાહ તઆલા કોઈ કાફિરને પાણીનો એક ઘૂંટડો પણ ન આપત) આથી જાણ થઈ કે ન તો માલ અને દોલતની છૂટછાટ કોઈ શ્રેષ્ઠતાની વસ્તુ છે અને ન જ તેની કમી માણસના ઓછા રુત્બાની નિશાની છે, અલબત્ત નુબુવ્વત માટે અમુક ઉચ્ચ કક્ષાના લક્ષણો જરૂરી છે જે સરકારે દો આલમ ﷺમાં ઉચ્ચ કક્ષાએ જોવા મળે છે તેથી આવો વાંધો ઉઠાવવો બિલકુલ વાહિયાત અને ખોટો છે.

પ્રસ્તુત આયતોમાં જે એવું કહેવામાં આવ્યું છે કે જો કાફિરો ઉપર માલ દોલતની ખૂબ છૂટછાટ કરવામાં આવી હોત તો બધા લોકો કાફિર થઈ ગયા હોત, તેમાં ભાવાર્થ લોકોની ભારે બહુમતી છે નહિતર અલ્લાહ તઆલાના અમુક નેક બંદાઓ આજે પણ મોજૂદ છે જેઓ એવો વિશ્વાસ ધરાવે છે કે કુફ્ર અપનાવીને તેઓ માલ દોલતથી ધનવાન બની શકે છે પરંતુ તે માલ અને દોલત ખાતર કુફ્રને અપનાવતા નથી, એવા અમુક લોકો કદાચ તે સમયે પણ ઈમાન ઉપર કાયમ રહી જાય પરંતુ તેમની સંખ્યા આટામાં મીઠા સમાન હશે.

---

**આયતો : (સૂરએ ઝુખ્રુફ : આયત નં. ૩૬ થી ૪૫)**

وَمَنْ يَّعْشُ عَنْ ذِكْرِ الرَّحْمٰنِ نُقَيِّضْ لَهٗ شَيْطٰنًا فَهُوَ لَهٗ قَرِيْنٌ ﴿٣٦﴾ وَاِنَّهُمْ
لَيَصُدُّوْنَهُمْ عَنِ السَّبِيْلِ وَيَحْسَبُوْنَ اَنَّهُمْ مُّهْتَدُوْنَ ﴿٣٧﴾ حَتّٰۤى اِذَا جَآءَنَا قَالَ
يٰلَيْتَ بَيْنِيْ وَبَيْنَكَ بُعْدَ الْمَشْرِقَيْنِ فَبِئْسَ الْقَرِيْنُ ﴿٣٨﴾ وَلَنْ يَّنْفَعَكُمُ
الْيَوْمَ اِذْ ظَّلَمْتُمْ اَنَّكُمْ فِى الْعَذَابِ مُشْتَرِكُوْنَ ﴿٣٩﴾ اَفَاَنْتَ تُسْمِعُ الصُّمَّ اَوْ تَهْدِى

الْعُمْيَ وَمَنْ كَانَ فِي ضَلَالٍ مُّبِينٍ ﴿٤٠﴾ فَإِمَّا نَذْهَبَنَّ بِكَ فَإِنَّا مِنْهُم مُّنتَقِمُونَ ﴿٤١﴾
أَوْ نُرِيَنَّكَ الَّذِي وَعَدْنَاهُمْ فَإِنَّا عَلَيْهِم مُّقْتَدِرُونَ ﴿٤٢﴾ فَاسْتَمْسِكْ بِالَّذِي أُوحِيَ
إِلَيْكَ ۖ إِنَّكَ عَلَىٰ صِرَاطٍ مُّسْتَقِيمٍ ﴿٤٣﴾ وَإِنَّهُ لَذِكْرٌ لَّكَ وَلِقَوْمِكَ ۖ وَسَوْفَ
تُسْأَلُونَ ﴿٤٤﴾ وَاسْأَلْ مَنْ أَرْسَلْنَا مِن قَبْلِكَ مِن رُّسُلِنَا أَجَعَلْنَا مِن دُونِ
ع الرَّحْمَٰنِ آلِهَةً يُعْبَدُونَ ﴿٤٥﴾

**તરજુમો :**

*અને જે કોઈ રહમાનની યાદથી આંખો ચોરે અમે તેમના ઉપર એક શયતાન નક્કી કરી દઈએ છીએ પછી તે તેનો સાથી રહે. (૩૬) અને બેશક તેઓ (શયતાનો) તેમને (સીધા) માર્ગથી રોકતા રહે છે અને તેઓ એવું સમજે છે કે અમે સીધા માર્ગ ઉપર જ છે. (૩૭) એટલે સુધી કે જ્યારે અમારી પાસે આવે (શયતાનને) કહે, કોઈપણ રીતે મારામાં અને તારામાં પૂર્વ અને પશ્ચિમ જેટલું અંતર હોત કે કેવો બુરો સાથી છે ! (૩૮) અને આજના દિવસે તમને કંઈ ફાયદો નથી જ્યારે કે તમે એ વાતથી જાલિમ ઠરી ચૂક્યા કે તમે અઝાબમાં સામેલ છો. (૩૯) બસ શું તમે બહેરાઓને સંભળાવશો અથવા આંધળાઓને સમજાવશો અને ખુલ્લી ભૂલમાં ભટકનારાઓને !? (૪૦) પછી જો ક્યારેક અમે તમને અહીંયાંથી લઈ જઈએ તો અમારે તેમનાથી બદલો લેવાનો છે. (૪૧) અથવા તમને દેખાડીએ જે તેમનાથી વાયદો ઠરાવ્યો છે તો એ અમારા કાબૂમાં છે. (૪૨) બસ તમે તેને જ મજબૂતીથી પકડી રાખો જે તમને હુકમ પહોંચ્યો, બેશક તમે સીધા માર્ગ ઉપર છો. (૪૩) અને ખરેખર આ (કુર્આન) સન્માનનીય કલામ છે તમારા અને તમારા લોકો માટે અને આગળ તમને પૂછવામાં આવશે. (૪૪) અને પૂછી જુઓ જે રસૂલો અમે તમારાથી પહેલાં મોકલ્યા, ક્યારેય અમે રહમાન સિવાય કોઈ અન્ય મઅ્બૂદો રાખ્યા છે કે પૂજવામાં આવે !? (૪૫)*

**તફસીર :**

અને જે વ્યક્તિ અલ્લાહની નસીહત (એટલે કે કુર્આન અને વહી)થી

(જાણીબૂઝીને) આંધળો બની જાય (જેમકે આ કાફિરો છે કે સંપૂર્ણ પૂરતી દલીલો હોવા છતાં અજ્ઞાનતાથી કામ લઈ રહ્યા છે) અમે તેમના ઉપર એક શયતાન થોપી દઈએ છીએ, બસ તે (દરેક સમયે) તેની સાથે રહે છે અને તે (સાથે રહેનારા શયતાનો) તેઓ (કુર્આનથી મોઢું ફેરવનારાઓ)ને (બરાબર સત્ય) માર્ગથી અટકાવતા રહે છે (અને થોપવાની આ જ અસર છે) અને આ લોકો (તે છતાં સત્ય માર્ગથી દૂર હોવાનો) એવું સમજે છે કે તેઓ (સીધા) માર્ગ ઉપર છે (બસ જેમની ગુમરાહીનું આ સ્વરૂપ અને આ પરિસ્થિતિ હોય તેના માર્ગ ઉપર આવવાની શું આશા છે ? બસ શા માટે ફિકર ચિંતા કરવામાં આવે ? અને એ પણ ધીરજ રાખો કે તેમની આ ગફલત જલદી જ ખતમ થઈ જશે અને જલદી જ તેમને પોતાની ભૂલ જાહેર થઈ જશે, કારણ કે આ ગફલત માત્ર દુનિયા જ દુનિયા સુધી છે) એટલે સુધી કે જ્યારે આવો વ્યક્તિ અમારી પાસે આવશે (અને તેની ભૂલ જાહેર થશે) તો (તે થોપેલા શયતાનને) કહેશે, કાશ ! મારા અને તારા વચ્ચે (દુનિયામાં) પૂર્વ અને પશ્ચિમ જેટલું અંતર હોત (કારણ) કે તું (તો) ખરાબ સાથી હતો (કે તેં મને ગુમરાહ કર્યો પરંતુ આ અફસોસ તે સમયે કામ આવશે નહી) અને (વળી તેમને કહેવામાં આવશે કે) જ્યારે કે તમે (દુનિયામાં) કુફ્ર કરી ચૂક્યા હતા તો (જે રીતે આજે અફસોસ તમારા કામ ન આવ્યો એ જ પ્રમાણે) આજે આ વાત (પણ) તમારા કામ આવશે નહીં કે તમે (અને શયતાનો) બધા અઝાબમાં ભાગીદાર થાઓ (જેમકે દુનિયામાં અમુક સમયે બીજાઓને મુસીબતમાં ભાગીદાર જોઈને એક પ્રકારનું આશ્વાસન થઈ જાય છે, ત્યાં અઝાબ ઘણો વધારે સખત હશે એટલા માટે બીજાઓ તરફ ધ્યાન પણ જશે નહીં, દરેક વ્યક્તિ પોતાની હાલતમાં સપડાયેલો હશે અને પોતાને જ સૌથી વધારે કઠોર પરિસ્થિતિમાં હોવાનું સમજશે) બસ (તમને જ્યારે તેમની આ પરિસ્થિતિની જાણ થઈ ગઈ કે તેમની હિદાયતની કોઈ આશા નથી તો) શું તમે (એવા) બહેરાઓને સંભળાવી શકો છો અથવા (એવા) આંધળાઓને અને તે લોકોને કે જેઓ ઉઘાડી ગુમરાહીમાં (સંડોવાયેલા) છે માર્ગ ઉપર લાવી શકો છો ? (એટલે કે તેમના સીધા માર્ગ ઉપર લાવવું તમારા અધિકારક્ષેત્રથી બાકાત છે, તમે દિલગીર ન થાઓ) પછી (તેમની આ બળવાખોરી ફોગટ જશે નહીં કેમકે તેના ઉપર અવશ્ય સજા લાગુ પડવાની છે, ભલે તમારી જિંદગીમાં થાય અથવા તમારી વફાત પછી થાય,

બસ) જો અમે (દુનિયાથી) તમને ઉઠાવી લઈએ તો પણ અમે તેમની પાસેથી (એટલે કે કાફિરો પાસેથી) બદલો લેનારા છે અથવા જો તેમનાથી અમે જે અઝાબનો વાયદો કરી રાખ્યો છે તે (તમારી હયાતીમાં તેમના ઉપર નાઝિલ કરીને) તમને (પણ) બતાવી આપીએ તો પણ (કંઈ અસંભવ વાત નથી કારણ કે) અમને તેમના ઉપર દરેક રીતે કાબૂ છે (મતલબ એ છે કે અઝાબ તો અવશ્ય થશે ભલે ગમે ત્યારે થાય અને જ્યારે વાત એમ છે) તો તમે (આશ્વાસન રાખો અને સંતોષપૂર્વક) આ કુર્આન ઉપર કાયમ રહો જે તમારા ઉપર વહી દ્વારા નાઝિલ કરવામાં આવ્યું છે (કારણ કે) તમે નિ:શંક ! સીધા માર્ગ ઉપર છો (મતલબ એ છે કે પોતાનું કામ કર્યે જાઓ અને બીજાઓના કામનો રંજ ગમ ન કરો) અને આ કુર્આન (જેના ઉપર કાયમ રહેવાનું અમે કહીએ છીએ) તમારા માટે અને તમારી કોમ માટે મોટી શ્રેષ્ઠતાની વસ્તુ છે (તમારા માટે તો એટલા માટે કે તે તમને સીધે સીધું સંબોધન છે અને કોમ માટે એટલા માટે કે તેમને પરોક્ષ રીતે સંબોધન છે, જ્યારે સામાન્ય રાજા મહારાજાઓ સાથે રૂબરૂ વાતચીતની મોટી ઈજ્જત સમજવામાં આવે છે તો પછી સમગ્ર સૃષ્ટિના કર્તા સાથેના સંબોધન વિશે તો કહેવું જ શું ?!) અને નિકટમાં (કયામતના દિવસે) તમને સૌને (પોતપોતાની જવાબદારીના વાજિબ હકો વિશે) પૂછવામાં આવશે (બસ તમને માત્ર તબ્લીગ વિશે પ્રશ્ન થશે જેને તમે સારી રીતે અદા કરી ચૂક્યા છો અને અમલ વિશે તેમને સવાલ થશે, બસ જ્યારે તમને તેમના અમલો વિશે પૂછતાછ થશે નહીં તો તમે શા માટે ગમ કરો છો ?) અને (અમે જે તમારા ઉપર નાઝિલ થનારી વહીને સત્ય ઠરાવી દીધી છે તેમાં કાફિરોનો સૌથી મોટો વિરોધ તવહીદના અકીદહ ઉપર છે જેના સત્ય હોવાનો તેમને મોટો વાંધો છે, બસ વાસ્તવમાં તે એવી સત્ય બાબત છે કે તેના ઉપર બધા જ અંબિયા અલૈ.ની સર્વસહમતી છે અને કારણ કે અંબિયા અલૈ. તાર્કિક અને વર્ણન કરવામાં આવેલ દલીલોમાં મજબૂત છે એટલા માટે જાણે તેના ઉપર હજારો તાર્કિક અને વર્ણન કરવામાં આવેલ દલીલો કાયમ છે, એટલા માટે જો તમારું મન ચાહે તો) તમે તે બધા પયગમ્બરોથી જેને અમે તમારાથી પહેલાં મોકલ્યા છે પૂછી લો (એટલે કે તેમની કિતાબો અને સહીફાઓથી જેના અમુક અવશેષો મોજૂદ છે તહકીક કરી લો) કે શું અમે સર્વશક્તિમાન રહમાન સિવાય (ક્યારેય પણ) અન્ય મઅબૂદ

ઠરાવી દીધા હતા કે તેમની ઈબાદત કરવામાં આવે!? (તેનાથી બીજાઓને સંભળાવવું મંજૂર છે કે જેનું મન ચાહે તહકીક કરી લે અને કિતાબોમાં જોવું એ રસૂલોને પૂછવાના રૂપક સ્વરૂપે કહેવામાં આવ્યું).

## મસ્અલા અને બોધપાઠ :

### અલ્લાહ તઆલાની યાદથી મોઢું ફેરવવાનું કારણ ખરાબ સોબત છે :

وَمَنْ يَّعْشُ عَنْ ذِكْرِ الرَّحْمٰنِ.... ભાવાર્થ એ છે કે જે વ્યક્તિ અલ્લાહની નસીહત એટલે કે કુર્આન અને વહીથી જાણીબૂઝીને મોઢું ફેરવે તો અમે તેના ઉપર એક શયતાન થોપી દઈએ છીએ જે દુનિયામાં પણ તેની સાથે લાગેલો રહે છે તે તેને નેકીઓથી રોકીને બુરાઈઓ ઉપર પ્રોત્સાહિત કરતો રહે છે અને આખિરતમાં પણ જ્યારે તે વ્યક્તિ કબરમાંથી ઉઠશે તો આ શયતાન તેની સાથે સાથે જ હશે, એટલે સુધી કે બંને જહન્નમમાં દાખલ થઈ જાય. (કુર્તુબી) આથી જાણ થઈ કે અલ્લાહ તઆલાની યાદથી મોઢું ફેરવવાની આટલી સજા દુનિયામાં જ મળી જાય છે કે માણસની ખરાબ સોબત થઈ જાય છે તથા શયતાનો ભલે માનવોમાંથી હોય અથવા જિન્નાતોમાંથી તેને ભલાઈઓથી દૂર અને બુરાઈઓની નજીક કરી રાખે છે, તે સઘળા કામ ગુમરાહીના કરે છે પરંતુ એવું સમજે છે કે ઘણું સારું કરી રહ્યો છે. *(કુર્તુબી)*

અહીંયાં જે શયતાનને થોપવાનું વર્ણન છે તે એ શયતાન સિવાયનો છે જે દરેક મો'મિન અને કાફિરની સાથે લગાવવામાં આવ્યો છે, કારણ કે તે મો'મિન પાસેથી ખાસ સમયોમાં હટી પણ જાય છે, જ્યારે કે આ શયતાન હંમેશા સાથે લાગેલો રહે છે. *(બયાનુલ કુર્આન)*

وَلَنْ يَّنْفَعَكُمُ الْيَوْمَ.... આ આયતની બે તફસીરો હોઈ શકે છે, એક એ કે જ્યારે તમારું કુફ્ર અને શિર્ક સાબિત થઈ ચૂક્યું છે તો આખિરતમાં તમારી એવી તમન્ના કંઈ જ કામ ન લાગશે કે કાશ આ શયતાન મારાથી દૂર હોત ! કારણ કે તે સમયે તમે બધા અઝાબમાં ભાગીદાર હશો, આ સ્વરૂપ لِاَ نَّكُمْ ﷲ اَنَّكُمْ فِى الْعَذَابِ ના અર્થમાં હશે અને يَّنْفَعَ (યન્ફઅ)ની ઝમીર ...فَاعِلْ مَقُوْلَهٗ يٰلَيْتَ بَيْنِىْ તરફ ઢળેલી હશે.

બીજી તફસીરમાં એવું શક્ય છે કે ત્યાં પહોંચ્યા પછી તમારું અને

શયતાનોનું અઝાબમાં ભાગીદાર હોવું તમારા માટે કંઈ લાભદાયક હશે નહીં, દુનિયામાં નિઃશંક એવું બનતું હોય છે કે એક મુસીબતમાં અમુક લોકો ભાગીદાર થઈ જાય તો દરેકનો ગમ સરખો થઈ જાય છે પરંતુ ત્યાં દરેકને પોતપોતાની પડેલી હશે અને કોઈ કોઈનું દુઃખ હટાવી શકશે નહીં એટલા માટે આ અઝાબની ભાગીદારીથી કોઈ લાભ થશે નહીં, આ સૂરતમાં ....اَنَّكُمْ એ يَنْفَعَ નો કર્તા હશે.

**ભલાઈપૂર્વકની ખ્યાતિ પણ દીનમાં પસંદ કરવામાં આવેલ બાબત છે :**

وَاِنَّهٗ لَذِكْرٌ لَّكَ وَلِقَوْمِكَ (અને આ કુર્આન તમારા માટે અને તમારી કોમ માટે મોટી શ્રેષ્ઠતાની વસ્તુ છે) ذِكْرٌ (ઝિક્રુન)થી અત્રે ભાવાર્થ સારી નામના છે અને ભાવાર્થ એ છે કે કુર્આને કરીમ રસૂલે કરીમ ﷺ અને આપ ﷺની કોમ માટે મહાન શ્રેષ્ઠતા અને સારી ખ્યાતિનું કારણ છે. ઈમામ રાઝી (રહ.) ફરમાવે છે કે આ આયતથી એ જાણ થઈ કે સારી ખ્યાતિ એક આકર્ષણપાત્ર વસ્તુ છે એટલા માટે અલ્લાહ તઆલાએ અત્રે તેને એક અહેસાન સ્વરૂપે વર્ણન કર્યું છે અને એટલા જ માટે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ આ દુઆ કરી હતી કે وَاجْعَلْ لِّيْ لِسَانَ صِدْقٍ فِي الْاٰخِرِيْنَ (૨૬:૮૪) (તફસીરે કબીર) પરંતુ એ યાદ રાખવું જોઈએ કે સારી ખ્યાતિ એવા સમયે અહેસાન છે જ્યારે તેનો મકસદ દુનિયાની જિંદગી બનાવ્યા વિના માણસના અમલોથી આપોઆપ પ્રાપ્ત થઈ જાય અને જો માણસ નેકીઓ માત્ર એવા જ હેતુ માટે કરે કે તેનાથી દુનિયામાં નામ થશે તો આ બાબત رِيَا (રિયા) "દેખાડો" છે જેનાથી નેકીઓનો સઘળો લાભ જતો રહે છે અને ઊલટાનું ગુનાહ થવું આવશ્યક બની જાય છે, આ આયતમાં "તમારી કોમ"થી ભાવાર્થ અમુક તફસીરકારોએ માત્ર કબીલએ કુરૈશ હોવાનું ઠરાવ્યું છે અને તેનાથી કુરૈશની શ્રેષ્ઠતા સાબિત કરી છે પરંતુ અલ્લામહ કુર્તુબી (રહ.) ફરમાવે છે કે સાચું એ છે કે તેનાથી ભાવાર્થ રસૂલે કરીમ ﷺની સમગ્ર ઉમ્મત છે, ભલે કોઈપણ રંગ અને વંશ સાથે સંબંધ ધરાવતી હોય, કુર્આને કરીમ તે સૌ માટે શ્રેષ્ઠતા, સન્માન તથા ભલી ખ્યાતિનું કારણ છે. *(કુર્તુબી)*

وَسْئَلْ مَنْ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ مِنْ رُّسُلِنَا (તમે તે બધા પયગમ્બરોથી જેમને અમે તમારા પહેલાં મોકલ્યા છે પૂછી લો.) અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.) તો વફાત પામી ચૂક્યા, તેમને પૂછવાનો

હુકમ કેવી રીતે આપવામાં આવી રહ્યો છે ? તેનો જવાબ અમુક તફસીરકારોએ તો એવો આપ્યો છે કે આયતનો ભાવાર્થ એ છે કે જો અલ્લાહ તઆલા કોઈ મોઅ્જિઝા સ્વરૂપે પાછલા અંબિયા (અલૈ.)થી તમારી મુલાકાત કરાવી આપે તો તે સમયે તેમને એ વાત પૂછી લેજો, એટલા માટે "શબે મેઅ્રાજ"માં આપ ﷺની મુલાકાત બધા જ અંબિયા (અલૈ.) સાથે થઈ, અલ્લામહ કુર્તુબી (રહ.)એ અમુક રિવાયતો નકલ કરી છે જેનાથી જાણ થાય છે કે આપ ﷺએ અંબિયા (અલૈ.)ની ઈમામત કર્યા પછી તેમને આ જ વાત પૂછી હતી પરંતુ તે રિવાયતોની સનદ અમને જાણ ન થઈ શકી એટલા માટે ઘણા મુફસ્સિરોએ આયતનો ભાવાર્થ એ બતાવ્યો છે કે પોતે અંબિયા (અલૈ.)ને પૂછવું ભાવાર્થ સ્વરૂપે નથી, બલકે તેમના ઉપર નાઝિલ થનારા સહીફાઓથી તહકીક કરવી અને તેમની ઉમ્મતોના ઉલમાથી પૂછવું ભાવાર્થ સ્વરૂપે છે તેથી બની ઈસ્રાઈલના અંબિયા (અલૈ.)ના જે સહીફા હાલમાં ઉપસ્થિત છે તે સહીફાઓમાં ઘણા બધા ફેરફારો છતાં તવહીદનું આમંત્રણ અને શિર્કથી અળગા રહેવાની તા'લીમ સામેલ છે, દાખલા તરીકે હાલની બાઈબલના નીચેના અવતરણો ઉપર દષ્ટિપાત કરો.

**અંબિયા (અલૈ.)ના સહીફાઓમાં તવહીદની તા'લીમ :**

હાલની તવરાતમાં છે,

*"જેથી તું જાણે કે ખુદાવંદ જ ખુદા છે અને તેના સિવાય કોઈ છે જ નથી."*

*(ડ્યુટ્રોનોમી – ૪ : ૩૫)*

અને બીજે ઠેકાણે છે,

*"સાંભળ, હે ઈસ્રાઈલ ! ખુદાવંદ અમારો ખદા એક જ ખુદા છે."*

*(ડ્યુટ્રોનોમી – ૬ : ૪)*

હઝરત શિઅ્યા (અલૈ. જેઓ ઈસાઇય્યાહના નામથી ઓળખાય છે)ના સહીફામાં છે,

*"હું જ ખુદાવંદ છું અને મારા સિવાય કોઇ ખુદા નથી જેથી પૂર્વથી પશ્ચિમ સુધી લોકો જાણી લે કે મારા સિવાય કોઈ નથી, હું જ ખુદાવંદ છું, મારા સિવાય બીજો કોઈ નથી."* *(ઈસાઈય્યાહ – ૪૫ : ૫, ૬)*

હઝરત મસીહ (અલૈ.)નું આ નિવેદન હાલની બાઈબલોમાં ઉપસ્થિત છે,

*"હે ઈસ્રાઈલ ! સાંભળ ખુદાવંદ આપણો ખુદા એક જ ખુદા છે અને તું ખુદાવંદ પોતાના ખુદાવંદથી પોતાના સઘળા દિલ અને પોતાના સઘળા પ્રાણ અને પોતાની પ્રિય બુદ્ધિ અને પોતાની સઘળી શક્તિથી મહોબ્બત રાખ."*

*(માર્ક – ૧૨ : ૨૯, મેથ્યુ – ૨૨ : ૨૬)*

નકલ થયું છે કે હઝરત મસીહ (અલૈ.)એ એક વખતે દુઆમાં કહ્યું,

*"અને હંમેશાની જિંદગી એ છે કે તું એકમાત્ર અને સાચા ખુદાને તથા ઈસુ મસીહને જેને તેં મોકલ્યો છે જાણે." (યુહન્ના – ૧૭ : ૩)*

*These excerpts are taken from Good News Bible, Today's English Version, Published by the Bible Societies in 1976. (Muhammad Taqi Usmani)*

---

**આયતો : (સૂરએ ઝુખ્રુફ : આયત નં. ૪૬ થી ૫૬)**

وَلَقَدْ اَرْسَلْنَا مُوْسٰى بِاٰيٰتِنَآ اِلٰى فِرْعَوْنَ وَمَلَا۟ئِهٖ فَقَالَ اِنِّيْ رَسُوْلُ رَبِّ
الْعٰلَمِيْنَ ۝٤٦ فَلَمَّا جَآءَهُمْ بِاٰيٰتِنَآ اِذَا هُمْ مِّنْهَا يَضْحَكُوْنَ ۝٤٧ وَمَا نُرِيْهِمْ
مِّنْ اٰيَةٍ اِلَّا هِيَ اَكْبَرُ مِنْ اُخْتِهَا ۡ وَاَخَذْنٰهُمْ بِالْعَذَابِ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ۝٤٨
وَقَالُوْا يٰٓاَيُّهَ السّٰحِرُ ادْعُ لَنَا رَبَّكَ بِمَا عَهِدَ عِنْدَكَ ۚ اِنَّنَا لَمُهْتَدُوْنَ ۝٤٩
فَلَمَّا كَشَفْنَا عَنْهُمُ الْعَذَابَ اِذَا هُمْ يَنْكُثُوْنَ ۝٥٠ وَنَادٰى فِرْعَوْنُ فِيْ قَوْمِهٖ
قَالَ يٰقَوْمِ اَلَيْسَ لِيْ مُلْكُ مِصْرَ وَهٰذِهِ الْاَنْهٰرُ تَجْرِيْ مِنْ تَحْتِيْ ۚ اَفَلَا
تُبْصِرُوْنَ ۝٥١ اَمْ اَنَا خَيْرٌ مِّنْ هٰذَا الَّذِيْ هُوَ مَهِيْنٌ ۙ وَّلَا يَكَادُ يُبِيْنُ ۝٥٢ فَلَوْلَآ اُلْقِيَ
عَلَيْهِ اَسْوِرَةٌ مِّنْ ذَهَبٍ اَوْ جَآءَ مَعَهُ الْمَلٰٓئِكَةُ مُقْتَرِنِيْنَ ۝٥٣ فَاسْتَخَفَّ قَوْمَهٗ
فَاَطَاعُوْهُ ۭ اِنَّهُمْ كَانُوْا قَوْمًا فٰسِقِيْنَ ۝٥٤ فَلَمَّآ اٰسَفُوْنَا انْتَقَمْنَا مِنْهُمْ فَاَغْرَقْنٰهُمْ
اَجْمَعِيْنَ ۝٥٥ فَجَعَلْنٰهُمْ سَلَفًا وَّمَثَلًا لِّلْاٰخِرِيْنَ ۝٥٦

**તરજુમો :**

*અને અલબત્ત અમે મૂસા (અલૈ.)ને અમારી નિશાનીઓ આપીને ફિરઔન અને તેના સરદારો પાસે મોકલ્યા તો તેમણે કહ્યું, બેશક ! હું સમગ્ર વિશ્વના પરવરદિગારનો મોકલેલો છું. (૪૬) પછી જ્યારે તેમની પાસે તે અમારી નિશાનીઓ લાવ્યા તો તેઓ તેમના ઉપર હસવા લાગ્યા. (૪૭) અને જે નિશાની અમે તેમને બતાવતા ગયા બસ તે આગલી(નિશાની)થી અધિક હતી અને અમે તેમને અઝાબમાં પકડયા જેથી તેઓ અટકી જાય. (૪૮) અને કહેવા લાગ્યા, હે જાદૂગર ! અમારા માટે તારા પરવરદિગારથી દુઆ કર જેનો તેણે તારી સાથે કરાર કર્યો છે, અમે જરૂર (આ તકલીફથી છૂટીને) માર્ગ ઉપર આવી જઈશું. (૪૯) પછી જ્યારે અમે તેમના ઉપરથી અઝાબ ઉઠાવી લેતા કે તરત જ તેઓ વચનભંગ કરવા લાગતા. (૫૦) અને ફિરઔને પોતાની કોમમાં પોકાર્યું; કહ્યું, હે મારી કોમ ! શું મારા હાથમાં મિસ્રની સત્તા નથી અને આ નહેરો મારા મહેલની નીચે ચાલી રહી છે શું તમે જોતા નથી ? (૫૧) શું હું આ વ્યક્તિ(મૂસા)થી ઉત્તમ નથી જેની કોઈ ઈજ્જત નથી અને સાફ(-સાફ) બોલી (પણ) નથી શકતો !? (૫૨) પછી કેમ તેના ઉપર સોનાના કંગન ન આવી પડયા અથવા કેમ તેની સાથે ફરિશ્તાઓ હાર બાંધીને (તેમની તહેનાતમાં) ન આવ્યા ? (૫૩) પછી (તેણે) પોતાની કોમની બુદ્ધિ ભ્રષ્ટ કરી નાંખી, પછી તેમણે તેનું જ કહ્યું માન્યું, નિશ્ચિત તે લોકો નાફરમાન હતા. (૫૪) પછી જ્યારે અમને ક્રોધ અપાવ્યો તો અમે તેમનાથી બદલો લીધો પછી તે સૌને ડૂબાડી દીધા. (૫૫) પછી અમે તેમને ભૂતકાળ બનાવી દીધા અને પાછળથી આવનારાઓ માટે એક દૃષ્ટાંત. (૫૬)*

**તફસીર :**

અને અમે મૂસા (અલૈ.)ને પોતાની દલીલો (એટલે કે લાઠી અને ચમકતા હાથનો મોઅ્જિઝો) આપીને ફિરઔન અને તેના ઉમરાવો પાસે મોકલ્યા હતા, બસ તેમણે (તે લોકો પાસે આવીને) ફરમાવ્યું કે હું સમગ્ર વિશ્વના પરવરદિગાર તરફથી (તમારા લોકોની હિદાયત માટે) પયગમ્બર (થઈને આવ્યો) છું (પરંતુ ફિરઔન અને ફિરઔનવાળાઓએ માન્યું નહીં) પછી (અમે બીજી દલીલો

સજાઓ સ્વરૂપે તેમની નુબુવ્વત સાબિત કરવા માટે જાહેર કરી, એટલે કે દુકાળ વગેરે પરંતુ તે લોકોની તો પણ એવી હાલત રહી કે) જ્યારે મૂસા (અલૈ.) તેમની પાસે અમારી (તે) નિશાનીઓ લઈને આવ્યા (જે آيَاتٍ تِسْعَةٍ "આયાતે તિસ્અહ" કહેવાય છે) તો તેઓ અચાનક તે(મોઅ્જિઝાઓ)ના ઉપર હસવા લાગ્યા (કે કેટલા સારા મોઅ્જિઝા છે ! માત્ર મા'મૂલી ઘટનાઓ અને પ્રસંગો છે, કારણ કે દુકાળ વગેરે આમ પણ થઈ જાય છે પરંતુ આ તેમની મૂર્ખામી હતી, કારણ કે બીજી નિશાનીઓથી સ્પષ્ટ જાણ થઈ રહી હતી કે આ ઘટનાઓ અસામાન્ય છે અને મોઅ્જિઝાઓ સ્વરૂપે બની રહી છે તેથી તેમણે હઝરત મૂસા અલૈ. ઉપર જાદૂની તોહમત લગાવી હતી જેમકે સૂરએ અઅ્રાફમાં لِتَسْحَرَنَا بِهَا ના શબ્દો તેના ઉપર ગવાહ છે) અને (તે નિશાનીઓનું સ્વરૂપ એવું હતું કે) અમે તેમને જે નિશાનીઓ બતાવતા હતા તે બીજી નિશાનીથી વધીને રહેતી હતી (મતલબ એ છે કે બધી નિશાનીઓ મોટી જ હતી અને એવો મતલબ નથી કે દરેક નિશાની બીજી દરેક નિશાની કરતાં મોટી હતી, આ એક ભાષાપ્રયોગ અને રૂપક છે જ્યારે કોઈ વસ્તુઓની વિશિષ્ટતા વર્ણન કરવા ઇચ્છીએ છીએ તો એવું જ કહેવામાં આવે છે કે "એકથી વધીને એક !" અને એવું પણ શક્ય છે કે ખરેખર પણ દરેક આવનારી નિશાની પાછલી નિશાની કરતાં અમુક પ્રમાણમાં મોટી હોય) અને અમે (તે નિશાનીઓ ઉપસ્થિત કરવાથી) તે લોકોને અઝાબમાં પકડ્યા હતા જેથી તેઓ (પોતાના કુફ્રથી) અટકી જાય (એટલે કે તે નિશાનીઓ નુબુવ્વતની દલીલ પણ હતી અને તેમના માટે સજા પણ હતી પરંતુ તે લોકો અટક્યા નહીં એ છતાં કે દરેક નિશાનીના ઉપસ્થિત થવા ઉપર તેમણે અમુક વચન પણ આપ્યા) અને તેમણે (મૂસા અલૈ.ને દરેક નિશાની ઉપર એવું) કહ્યું કે હે જાદૂગર ! (આ શબ્દ પોતાની પાછલી ટેવ પ્રમાણે વિવશ પરિસ્થિતિમાં તેમના મોઢાંથી નીકળી જતા હશે, નહિતર આવી કાકલુદીભરી દરખાસ્તના મોકા ઉપર આવો શરારતનો શબ્દ બોલવું અસંભવ જણાય છે, મતલબ કે તેમનો હેતુ એ હતો કે હે મૂસા અલૈ. !) અમારા માટે પોતાના પરવરદિગાર પાસે એ વાતની દુઆ કરી આપો જેનો તેણે તમારાથી કરાર કરી રાખ્યો છે (અને વાત એમ છે કે અમારા અટકી જવા ઉપર ક્રોધને દૂર કરી આપો તો અમે વાયદો કરીએ છીએ કે જો તમે આ અઝાબને દૂર કરી આપો તો) અમે અવશ્ય માર્ગ ઉપર આવી જઈશું પછી (જ્યારે) અમે તે

અઝાબ તેમના ઉપરથી હટાવી લીધો તો તરત જ તેમણે (પોતાનો) વાયદો તોડી નાંખ્યો (તે નવ નિશાનીઓનું વર્ણન સૂરએ અઅ્રાફમાં આવી ચૂક્યું છે) અને ફિરઔને (લગભગ એવા વિચારે કે ક્યાંક મોઅ્જિઝા જોઈને સામાન્ય લોકો મુસલમાન થઈ જશે) પોતાની કોમમાં એ'લાન કરાવ્યું (અને આ એ'લાનમાં) એવી વાત કહી (એટલે કે કહેવાડી) કે હે મારી કોમ ! શું મિસ્ર મારી સત્તા હેઠળ નથી અને (જુઓ) આ નહેરો મારા (મહેલની) નીચે વહી રહી છે શું તમે (આ વસ્તુઓ) જોતા નથી ? (અને મુસા અલૈ.ની પાસે કંઈ પણ સામાન નથી તો બતાવો ! હું શ્રેષ્ઠ અને અનુસરણ કરવા લાયક છું અથવા મૂસા અલૈ.) બલકે હું (જ) આ વ્યક્તિથી શ્રેષ્ઠ છું (એટલે કે મૂસા અલૈ.થી) કે જે (માલ અને હોદ્દાના આધારે) ઓછા દરજ્જાના (વ્યક્તિ) છે અને વાત સારી રીતે વર્ણન કરવાની શક્તિ પણ ધરાવતા નથી (અને આ વ્યક્તિ પોતાને પયગમ્બર બતાવે છે) તો તેને (હાથોમાં) સોનાના કંગન કેમ નથી નાંખવામાં આવ્યા ? (જેમકે દુનિયાના રાજાઓની ટેવ છે કે જ્યારે કોઈના ઉપર ખાસ મહેરબાની કરે છે તો તેને જાહેર દરબારમાં સોનાના કંગન પહેરાવે છે, મતલબ એ છે કે જો આ વ્યક્તિને નુબુવ્વત અર્પણ થઈ હોત તો અલ્લાહ તઆલા તરફથી તેના હાથમાં સોનાના કંગન હોત) અથવા ફરિશ્તા તેમની તહેનાતમાં હાર બાંધીને આવ્યા હોત ! (જેમકે ખાસ શાહી અમીરોનો જુલૂસ આ જ રીતે નીકળે છે) મતલબ કે તેણે (આવી વાતો કહીને) પોતાની કોમની બુદ્ધિ ભ્રષ્ટ કરી દીધી અને તેઓ તેના કહેવામાં આવી ગયા (અને) તે લોકો (પ્રથમથી પણ કંઈ) શરારતથી ભરેલા હતા (એ કારણે ફિરઔનની વાતોની તેમના ઉપર વધારે અસર થઈ) પછી જ્યારે તે લોકોએ (સતત કુફ્ર અને દુશ્મનાવટ ઉપર હઠાગ્રહ કરીને) અમને ક્રોધ અપાવ્યો તો અમે તેમનાથી બદલો લીધો અને તે બધાને ડૂબાડી દીધા અને અમે તેમના પછી આવનારાઓ માટે ખાસ સ્વરૂપે ભૂતકાળ અને (બોધપાઠ લેવાનો) નમૂનો બનાવી દીધો (ખાસ સ્વરૂપનો ભૂતકાળ બનાવવાનો ભાવાર્થ એ છે કે લોકો તેમના કિસ્સા યાદ કરીને બોધપાઠ અપાવે છે કે જુઓ ભૂતકાળમાં આવા આવા લોકો થયા છે અને તેમનો આવો હાલ થયો).

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત મુસા (અલૈ.)ની ઘટના અગાઉ વારંવાર પસાર થઈ ચૂકી છે અને

આ આયતોમાં તેમની જે ઘટનાઓ તરફ ઈશારો કરવામાં આવ્યો છે તે વિગતવાર સૂરએ અઅ્રાફમાં આવી ચૂકી છે. અત્રે તેમની ઘટના યાદ અપાવવાનો હેતુ એ છે કે મક્કાના કાફિરો રસૂલે કરીમ ﷺની નુબુવ્વત ઉપર તેમના માલદાર ન હોવાના કારણે જે શંકા કરી રહ્યા છે તે કોઈ નવી શંકા ન હતી, બલકે ફિરઔન અને તેની કોમે આ જ શંકા હઝરત મૂસા (અલૈ.)ની નુબુવ્વત ઉપર કરી હતી, ફિરઔનનું કહેવું હતું કે હું મિસ્ર દેશનો માલિક છું અને મારા મહેલો નીચે નહેરો વહે છે એટલા માટે હું મૂસા (અલૈ.) કરતાં (મઆઝલ્લાહ !) શ્રેષ્ઠ છું, પછી મારા મુકાબલામાં તેમને નુબુવ્વત કઈ રીતે મળી શકે છે ? પરંતુ જે રીતે તેની આ શંકા તેના કંઈ કામ ન આવી શકી અને તે પોતાની કોમ સહિત ડૂબી ગયો એ જ પ્રમાણે મક્કાના કાફિરોનો આ વાંધો પણ તેમને દુનિયા અને આખિરતના વબાલથી બચાવી શકશે નહીં.

وَلَا يَكَادُ يُبِيْنُ (અને જે વાત વર્ણન કરવાની શકિત પણ ધરાવતા નથી.) જો કે હઝરત મૂસા (અલૈ.)ની દુઆથી અલ્લાહ તઆલાએ તેમની જીભનું તોતડાવું દૂર કરી દીધું હતું પરંતુ ફિરઔનને તેમની આગલી પરિસ્થિતિ યાદ હતી એટલા માટે તેણે હઝરત મૂસા (અલૈ.) ઉપર આવી ઐબ લગાવી અને એવું પણ બની શકે છે કે અત્રે વાત વર્ણન કરવાની શક્તિથી ભાવાર્થ જીભ ચલાવવાના બદલે દલીલોની શક્તિ અથવા સ્પષ્ટતા કરવાની શકિત હોય અને ફિરઔનનો હેતુ એવો હોય કે હઝરત મૂસા (અલૈ.)ની પાસે એવી પૂરતી દલીલો નથી જે મને સંતોષિત કરી શકે, જ્યારે કે આ ફિરઔનની નરી આક્ષેપબાજી હતી નહિતર હઝરત મૂસા (અલૈ.)એ દલીલો અને વાતની છણાવટ કરીને ફિરઔનને સદંતર લાજવાબ કરી દીધો હતો. *(તફસીરે કબીર અને રૂહુલ મઆની)*

فَاسْتَخَفَّ قَوْمَهٗ ના બે અનુવાદ થઈ શકે છે, એક એ કે ફિરઔને પોતાની કોમને સરળતાથી પોતાની તા'બેદાર બનાવી દીધી. طَلَبَ مِنْهُمُ الْخِفَّةَ فِيْ مُطَاوَعَتِهٖ અને બીજું એ કે તેણે પોતાની કોમને બેવકૂફ બનાવી وَجَدَهُمْ خَفِيْفَةً اَحْلَامِهِمْ *(રૂહુલ મઆની)*

فَلَمَّآ اٰسَفُوْنَا એ શબ્દ اَسَفٌ (અસફુન)થી નીકળ્યો છે જેનો શાબ્દિક અર્થ "અફસોસ" છે, એટલા માટે આ વાક્યનો શાબ્દિક અર્થ આ થયો, "બસ જ્યારે તેમણે અમને અફસોસ અપાવ્યો." અને અફસોસ મોટે ભાગે ક્રોધના અર્થમાં પણ

ઉપયોગ થાય છે એટલા માટે તેનો રૂઢિપ્રયોગ આધારિત અનુવાદ સામાન્ય રીતે આ પ્રમાણે કરવામાં આવે છે કે "જ્યારે તેમણે અમને ક્રોધ અપાવ્યો." અને કારણ કે અલ્લાહ તઆલા અફસોસ અને ગુસ્સામાં ઉદ્દભવતી પરિસ્થિતિથી પાક છે તેથી તેનો અર્થ એ છે કે તેમણે એવા કામ કર્યા જેનાથી અમે તેમને સજા આપવાનો પાકો ઈરાદો કરી લીધો. *(રૂહુલ મઆની)*

---

## આયતો : (સૂરએ ઝુખ્રુફ : આયત નં. ૫૭ થી ૬૫)

وَلَمَّا ضُرِبَ ابْنُ مَرْيَمَ مَثَلًا إِذَا قَوْمُكَ مِنْهُ يَصِدُّونَ ﴿٥٧﴾ وَقَالُوٓا ءَأٰلِهَتُنَا خَيْرٌ

أَمْ هُوَ ۚ مَا ضَرَبُوهُ لَكَ إِلَّا جَدَلًا ۚ بَلْ هُمْ قَوْمٌ خَصِمُونَ ﴿٥٨﴾ إِنْ هُوَ إِلَّا عَبْدٌ أَنْعَمْنَا

عَلَيْهِ وَجَعَلْنٰهُ مَثَلًا لِّبَنِىٓ إِسْرَآءِيلَ ﴿٥٩﴾ وَلَوْ نَشَآءُ لَجَعَلْنَا مِنكُم مَّلٰٓئِكَةً

فِى الْأَرْضِ يَخْلُفُونَ ﴿٦٠﴾ وَإِنَّهُۥ لَعِلْمٌ لِّلسَّاعَةِ فَلَا تَمْتَرُنَّ بِهَا وَاتَّبِعُونِ ۚ هٰذَا

صِرٰطٌ مُّسْتَقِيمٌ ﴿٦١﴾ وَلَا يَصُدَّنَّكُمُ الشَّيْطٰنُ ۖ إِنَّهُۥ لَكُمْ عَدُوٌّ مُّبِينٌ ﴿٦٢﴾ وَلَمَّا

جَآءَ عِيسَىٰ بِالْبَيِّنٰتِ قَالَ قَدْ جِئْتُكُم بِالْحِكْمَةِ وَلِأُبَيِّنَ لَكُم بَعْضَ الَّذِى

تَخْتَلِفُونَ فِيهِ ۖ فَاتَّقُوا اللَّهَ وَأَطِيعُونِ ﴿٦٣﴾ إِنَّ اللَّهَ هُوَ رَبِّى وَرَبُّكُمْ فَاعْبُدُوهُ ۚ

هٰذَا صِرٰطٌ مُّسْتَقِيمٌ ﴿٦٤﴾ فَاخْتَلَفَ الْأَحْزَابُ مِنۢ بَيْنِهِمْ ۖ فَوَيْلٌ لِّلَّذِينَ ظَلَمُوا

مِنْ عَذَابِ يَوْمٍ أَلِيمٍ ﴿٦٥﴾



## તરજુમો :

*અને જ્યારે ઉદાહરણ લાવ્યા મરયમ (અલૈ.)ના પુત્રનું ત્યારે જ (એકદમ) તમારી કોમ તેનાથી શોર મચાવવા લાગ્યા. (૫૭) અને કહે છે, અમારો મઅ્બૂદ ઉત્તમ છે અથવા તે ? આ ઉદાહરણ જે તમારા ઉપર નાંખે છે (રજુ કરે છે) બસ માત્ર ઝઘડવા માટે બલકે આ લોકો ઝઘડાળું છે. (૫૮) તે શું છે!? એક બંદો છે કે અમે તેમના ઉપર કૃપા કરી અને તેમને બની ઈસ્રાઈલ માટે ઊભા કરી દીધા. (૫૯) અને જો અમે ઈચ્છીએ તમારામાંથી*

*ફરિશ્તાઓ કાઢીએ જે પૃથ્વી ઉપર તમારી જગ્યાએ રહે. (૬૦) અને નિઃશંક તેઓ (ઈસા અલૈ.) કયામત(ના જ્ઞાનના માધ્યમ)ની નિશાની છે બસ તેમાં શંકા ન કરો અને મારું કહ્યું માનો, આ એક સીધો માર્ગ છે. (૬૧) અને તમને શયતાન અટકાવી ન દે, તે તો તમારો ઉઘાડો દુશ્મન છે. (૬૨) અને જ્યારે ઈસા (અલૈ.) નિશાનીઓ લઈને આવ્યા, કહ્યું, હું તમારી પાસે પાકી વાતો લઈને આવ્યો છું અને અમુક તે વસ્તુઓ બતાવવા માટે જેમાં તમે વાદ વિવાદ કરતા હતા, બસ અલ્લાહથી ડરો અને મારું કહ્યું માનો. (૬૩) બેશક ! અલ્લાહ જે છે તે જ છે મારો પરવરદિગાર અને તમારો પરવરદિગાર, બસ તેની જ બંદગી કરો આ એક સીધો માર્ગ છે. (૬૪) પછી તેમનામાંના કેટલાક ફિરકાઓએ આપસમાં મતભેદ કર્યો; બસ જાલિમો (ગુનેહગારો) માટે કષ્ટદાયક અઝાબના દિવસની ખરાબી છે. (૬૫)*

**તફસીર :**

(એક વખતે રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો હતો કે અલ્લાહ તબારક વ તઆલા સિવાય જેટલાઓની પણ નાહક પૂજા કરવામાં આવે છે તેમનામાંથી કોઈનામાં પણ કોઈ ભલાઈ નથી, તેના ઉપર કુરૈશના અમુક લોકોએ એવો વાંધો ઉઠાવ્યો કે ઈસાઈ લોકો હઝરત ઈસા અલૈ.ની પૂજા કરે છે પરંતુ તેમના વિશે તમે પણ માનો છો કે તેમનામાં ભલાઈ જ ભલાઈ હતી, તેના વિશે અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે) અને જ્યારે (ઈસા) ઈબ્ને મરયમ (અલૈ.) વિશે (એક વાંધો ઉઠાવનાર તરફથી) એક અજબ પ્રકારનો વિષય વર્ણન કરવામાં આવ્યો (અજબ એટલા માટે કે ઉપરછલ્લી નજરે જ તેનું ખોટું હોવું તેનાથી જાણ થઈ શકતી હતી, બસ બુદ્ધિ ધરાવનારાઓનો આવો વાંધો ઉઠાવવું ઘણું અજબ હતું, મતલબ કે જ્યારે આ વાંધો ઉઠાવવામાં આવ્યો) તો અચાનક તમારી કોમના લોકો તે (વાંધાને સાંભળવા)થી (ખુશીના માર્યા) શોરબકોર કરવા લાગ્યા અને (તે વાંધો ઉઠાવનાર સાથે સહમત થઈને) કહેવા લાગ્યા કે (બતાવો ! તમારા સમીપ) અમારા મઅ્બૂદો વધારે સારા છે અથવા ઈસા (અલૈ. સારા છે ? હેતુ એ હતો કે તમે ઈસા અલૈ.ને તો અવશ્ય સારા સમજો છો-જ્યારે કે તમે જે એ પ્રમાણે કહ્યું હતું કે અલ્લાહ સિવાય જેટલાની નાહક ઈબાદત કરવામાં આવે છે તેમાં કોઈ ભલાઈ નથી, તેનો તકાદો એ છે કે હઝરત ઈસા અલૈ.માં બિલકુલ જ ભલાઈ ન

હોવી જોઈએ, આથી એક તો તમારું નિવેદન –મઆઝલ્લાહ– ઠીક નથી રહ્યું, બીજું જાણ થઈ કે જેને તમે ભલાઈ કહો છો પોતે તેમની પણ ઈબાદત થઈ છે એટલા માટે તેનાથી શિર્ક સાચું હોવું સાબિત થઈ ગયું, આગળ આ વાંધાનો જવાબ છે પહેલાં ટૂંકમાં પછી વિગતવાર, ટૂંકમાં તો એ રીતે કે) તે લોકોએ જે આ (અજબ પ્રકારનો વાંધો) તમને વર્ણન કર્યો છે તો માત્ર ઝઘડવાના હેતુથી (ન કે સત્યની તલબ માટે નહિતર પોતે તેમના ઉપર આ વાંધાનું વ્યર્થ હોવું છુપું ન રહ્યું હોત અને તે લોકોનું ઝઘડવું કંઈ આવા જ વાંધાઓ સાથે ખાસ નથી) બલકે આ લોકો (પોતાની આદતથી) છે જ ઝઘડાળું (કે મોટે ભાગે સત્ય વાતોમાં ઝઘડા કાઢે છે, આગળ વિગતવાર જવાબ છે એટલે કે) ઈસા (અલૈ.) તો માત્ર એક એવા બંદા છે જેના ઉપર અમે (મકબૂલિયત અને નુબુવ્વતની વિશિષ્ટતા આપી પોતાની) કૃપા કરી અને તેમને બની ઈસ્રાઈલ માટે (પ્રથમ નંબરે અને અન્યો માટે બીજા નંબરે) અમે (પોતાની કુદરતનો) એક નમૂનો બનાવ્યા હતા (જેથી લોકો એવું સમજી લે કે અલ્લાહ તઆલા માટે વિના બાપે પેદા કરવું પણ કોઈ મુશ્કેલ નથી, આથી તેમના બંને વાંધાઓનો જવાબ થઈ ગયો જેનો ખુલાસો મસ્અલા અને બોધપાઠના વિભાગમાં આવશે) અને (અમે તો તેનાથી વધારે આશ્ચર્યજનક બાબતો ઉપર કાબૂ ધરાવીએ છીએ તેથી) જો અમે ઈચ્છયું હોત તો અમે તમારામાંથી ફરિશ્તાઓ પેદા કરી દીધા હોત (જે રીતે તમારામાંથી તમારા બાળકો પેદા થાય છે) કે તેઓ પૃથ્વી ઉપર (માનવોની જેમ) એક પછી એક રહ્યા કરતા હોત (એટલે કે તેમનો જન્મ પણ માણસોની જેમ થતો હોત અને મોત પણ, બસ વિના બાપે પેદા થવાથી એ જરૂરી નથી બનતું કે હઝરત ઈસા અલૈ. અલ્લાહના બંદા અને તેની કુદરતને આધીન નથી રહ્યા, એટલા માટે આ બાબત હઝરત ઈસા અલૈ.ના મઅ્બૂદ હોવાની દલીલ નથી બની શકતી બલકે એ રીતે પેદા થવામાં અમુક હિકમતો હતી જેમાંથી એક તો ઉપર વર્ણન થઈ કે તેમને પોતાની કુદરતનો એક નમૂનો બનાવ્યા હતા) અને (બીજી હિકમત એ હતી કે) તે (એટલે કે ઈસા અલૈ. આ રીતે પેદા થવામાં) કયામત(ની શક્યતા)ના યકીનનું માધ્યમ છે (એ રીતે કે કયામતમાં ફરીવાર જીવીત થવામાં તેનાથી વધારે બીજું શું અસંભવ છે કે ફરીવારની જિંદગી ભૌતિક નિયમો વિરુદ્ધ છે અને હઝરત ઈસા અલૈ.નું વિના બાપે પેદા થવાથી સાબિત થઈ ગયું કે અલ્લાહ તઆલા ભૌતિક

નિયમો વિરુદ્ધ પણ કાર્યો કરવા ઉપર શકિતમાન છે, બસ તેનાથી કયામત અને આખિરતના અકીદાનું સાચું હોવું સાબિત થઈ ગયું અને જ્યારે તમે આખિરતના અકીદાની આ દલીલ સાંભળી લીધી) તો તમે લોકો તે(ના સત્ય હોવા)માં શંકા ન કરો અને (તવહીદ અને આખિરત વગેરે અકીદાઓમાં) તમે લોકો મારું અનુસરણ કરો, આ (બાબતો જેના તરફ હું તમને બોલાવું છું) સીધો માર્ગ છે અને તમને શયતાન (તે માર્ગ ઉપર આવવાથી) રોકવા ન પામે તે બેશક ! તમારો ખુલ્લો દુશ્મન છે (અહીંયાં સુધી તો કાફિરોના પ્રસ્તુત વાંધાનો જવાબ હતો, આગળ પોતે ઈસા અલૈ.ના આ દા'વતના વિષયથી તવહીદની સાબિતી અને શિર્કનું જૂઠા હોવાનું સમર્થ થાય છે એટલે કે) ઈસા (અલૈ. ખુલ્લમ ખુલ્લા) મોઅ્જિઝા લઈને આવ્યા તો તેમણે (લોકોને) કહ્યું કે હું તમારી પાસે સમજદારીની વાતો લઈને આવ્યો છું (જેથી તમારા અકીદાઓની સુધારણા કરું) અને જેથી અમુક વાતો (હલાલ અને હરામ અમલો વિશે કે) જેમાં તમે મતભેદ કરી રહ્યા છો તમને વર્ણન કરી આપું (જેનાથી મતભેદ અને શંકા દૂર થઈ જાય, જ્યારે હું આ રીતે આવ્યો છું) તો તમે લોકો અલ્લાહથી ડરો (અને મારી નુબુવ્વતનો ઈન્કાર ન કરો, કારણ કે આ અલ્લાહ તઆલાનો વિરોધ છે) અને મારું કહ્યું માનો (કારણ કે નુબુવ્વતના સમર્થન માટે એ જરૂરી છે અને હઝરત ઈસા અલૈ.એ એવું પણ કહ્યું કે) બેશક ! અલ્લાહ જ મારો પણ પરવરદિગાર છે અને તમારો પણ પરવરદિગાર છે, બસ (માત્ર) તેની જ ઈબાદત કરો (અને) આ જ (તવહીદ) સીધો માર્ગ છે, બસ (હઝરત ઈસા અલૈ.ના આ સ્પષ્ટ તવહીદના વર્ણન પછી પણ) વિવિધ જૂથોએ (તેના વિશે) પરસ્પર મતભેદ નાંખી દીધો (એટલે કે તવહીદ વિરુદ્ધ જાતજાતના ધર્મો ઉપજાવી કાઢયા, એટલા માટે તવહીદમાં ઈસાઈ અને બિનઈસાઈના મતભેદોની પણ જાણ છે) બસ તે જાલિમો (એટલે કે અહલે કિતાબ તથા બિન અહલે કિતાબ મુશ્રિકો) માટે એક કષ્ટદાયક અઝાબના દિવસથી મોટી ખરાબી (થવાની) છે (બસ હઝરત ઈસા અલૈ.ની આ દા'વતથી પોતે તવહીદનું સમર્થન થઈ ગયું એટલા માટે હઝરત ઈસા અલૈ.ની નાહક ઈબાદતથી શિર્કની સાચા હોવાની દલીલ વાહિયાત અને વ્યર્થ છે).

**મસ્અલા અને બોધપાઠ :**

وَلَمَّا ضُرِبَ ابْنُ مَرْيَمَ مَثَلًا إِذَا قَوْمُكَ مِنْهُ يَصِدُّوْنَ આ આયતોના શા'ને

નુઝૂલમાં તફસીરકારોએ ત્રણ રિવાયતો વર્ણન કરી છે, એક એ કે એક વખતે રસૂલે કરીમ ﷺ એ કબીલએ કુરૈશના લોકોને સંબોધન કરીને કહ્યું હતું, يَا مَعْشَرَ قُرَيْشٍ لَا خَيْرَ فِي أَحَدٍ يُعْبَدُ مِنْ دُونِ اللَّهِ એટલે કે, "હે કુરૈશના લોકો ! અલ્લાહના સિવાય જે કોઈની ઈબાદત કરવામાં આવે છે તેમાં કોઈ ભલાઈ નથી." તેના ઉપર મુશ્રિકોએ કહ્યું કે નસારા હઝરત ઈસા (અલૈ.)ની ઈબાદત કરે છે પરંતુ તમે પોતે માનો છો કે તેઓ અલ્લાહના નેક બંદા અને નબી હતા, તેમના આ વાંધાના જવાબમાં આ આયતો નાઝિલ થઈ. (કુર્તુબી) બીજી રિવાયત એ છે કે જ્યારે કુર્આને કરીમની આ આયત إِنَّكُمْ وَمَا تَعْبُدُونَ مِنْ دُونِ اللَّهِ حَصَبُ جَهَنَّمَ (નિઃશંક ! હે મુશ્રિકો, તમે અને જેની તમે ઈબાદત કરો છો તે જહન્નમનું ઈંધણ બનશે. ૨૧:૯૮) નાઝિલ થઈ તો તેના ઉપર અબ્દુલ્લાહ ઈબ્નુઝ્ઝીબ્રાએ કે તે વખતે તે કાફિર હતા એવું કહ્યું કે આ આયતનો તો મારી પાસે ઉત્તમ જવાબ મોજૂદ છે અને તે એ કે ઈસાઈઓ હઝરત મસીહ (અલૈ.)ની ઈબાદત કરે છે અને યહૂદીઓ હઝરત ઉઝૈર (અલૈ.)ની તો શું આ બંને પણ જહન્નમનું ઈંધણ બનશે ? આ વાત સાંભળીને કુરૈશના મુશ્રિક ખૂબ ખુશ થયા, તેના ઉપર અલ્લાહે એક તો આ આયત નાઝિલ કરી إِنَّ الَّذِينَ سَبَقَتْ لَهُم مِّنَّا الْحُسْنَىٰ أُولَٰئِكَ عَنْهَا مُبْعَدُونَ (૨૧:૧૦૧) અને બીજું સૂરએ ઝુખ્રુફની પ્રસ્તતુ આયતો. *(ઈબ્ને કષીર વગેરે)*

ત્રીજી રિવાયત એ છે કે એક વખતે મક્કાના મુશ્રિકોએ એવો વાહિયાત વિચાર જાહેર કર્યો કે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ ખુદાઈના દા'વો કરવા ઈચ્છે છે, તેમની મરજી એ છે કે જે રીતે નસારા હઝરત મસીહ (અલૈ.)ને પૂજે છે એ રીતે અમે પણ તેમની ઈબાદત કરીએ. તેના ઉપર પ્રસ્તુત આયતો નાઝિલ થઈ અને વાસ્તવમાં ત્રણે રિવાયતોમાં કોઈ વિરોધાભાસ નથી, કાફિરોએ ત્રણે વાતો કહી હશે જેના જવાબમાં અલ્લાહ તઆલાએ આવી મજબૂત આયતો નાઝિલ કરી જેનાથી તેમના ત્રણે વાંધાઓનો જવાબ થઈ ગયો, આ અંતિમ વાંધાનો જવાબ તો પ્રસ્તુત આયતોમાં બિલકુલ સ્પષ્ટ છે કે જે લોકોએ હઝરત મસીહ (અલૈ.)ની ઈબાદત શરૂ કરી દીધી છે તેમણે ન તો કોઈ ખુદાઈ હુકમથી એવું કર્યું અને ન જ હઝરત મસીહ (અલૈ.)ની એવી કોઈ મરજી હતી અને ન જ કુર્આન તેનું સમર્થન કરે છે, તેઓ તો હઝરત ઈસા (અલૈ.)ના વિના બાપે પેદા થવાથી ભૂલમાં પડ્યા હતા અને કુર્આન આ ભૂલને રદ કરે છે, પછી એવું કેવી રીતે શક્ય છે કે રસૂલે

કરીમ ﷺ મઆઝલ્લાહ ! ઈસાઈઓના દેખાદેખી પોતાની ખુદાઈનો દા'વો કરી બેસે ?

તથા પહેલી અને બીજી રિવાયતોમાં કાફિરોના વાંધાનો હેતુ લગભગ એક જ છે, તેમનો જવાબ પ્રસ્તુત ખુલાસાથી એ રીતે નીકળે છે કે અલ્લાહ તઆલાએ જે એવું ફરમાવ્યું હતું કે અલ્લાહ તઆલા સિવાય જેટલા મઅ્બૂદ બનાવી રાખ્યા છે તે જહન્નમનું ઈંધણ બનશે અથવા રસૂલે કરીમ ﷺએ જે ફરમાવ્યું હતું કે તેમનામાં ભલાઈ નથી, તેનો ભાવાર્થ તે મઅ્બૂદ હતા જેઓ યા તો નિર્જીવ હોય જેમકે પથ્થરની મૂર્તિઓ અથવા તો સજીવ હોય પરંતુ પોતે પોતાની ઈબાદતનો હુકમ આપતા હોય અથવા તેને પસંદ કરતા હોય, જેમકે શયતાનો, ફિરઔન અને નમરૂદ વગેરે, હઝરત ઈસા (અલૈ.) તેમનામાં કેવી રીતે સામેલ થઈ શકે છે જ્યારે કે તેમણે કોઈપણ પ્રસંગે પોતાની ઈબાદત થાય એવું પસંદ કર્યું નથી, નસારા તેમની કોઈ સૂચનાની બીનાએ તેમની ઈબાદત નથી કરતા, બલકે તેમને અમે પોતાની કુદરતનો એક નમૂનો બનાવીને વિના બાપે પેદા કર્યા હતા જેથી લોકો ઉપર એવું જાહેર થઈ જાય કે અલ્લાહ તઆલાને પોતાના સર્જનમાં કાર્ય અને કારણના કોઈ માધ્યમની આવશ્યકતા નથી પરંતુ ઈસાઈઓએ તેનો ખોટો અર્થ લઈને હઝરત ઈસા (અલૈ.)ને મઅ્બૂદ બનાવી લીધા જ્યારે કે તેમનું આ મઅ્બૂદ બનાવવું તાર્કિક રીતે પણ ખોટું હતું અને હઝરત ઈસા (અલૈ.)ની દા'વતથી પણ બિલકુલ વિરુદ્ધ હતું, કારણ કે તેમણે હંમેશા તવહીદની જ તા'લીમ આપી હતી, મતલબ કે હઝરત ઈસા (અલૈ.)નું પોતાની પૂજા કરાવવાથી અળગા હોવું એ વાતનો અવરોધ છે કે તેમને બીજા બાતિલ અને જૂઠા મઅ્બૂદોની હરોળમાં સામેલ કરવામાં આવે.

આથી કાફિરોનો એ વાંધો પણ બિલકુલ સમાપ્ત થઈ ગયો જેનું વર્ણન તફસીરના ખુલાસામાં આવ્યું છે. કાફિરોનો વાંધો હતો કે જેમને આપ ﷺ પોતે ભલાઈ કહો છો (એટલે કે હઝરત ઈસા અલૈ.) તેમની પણ ઈબાદત થઈ છે તો તેનાથી જાણ થઈ કે ગયરૂલ્લાહની ઈબાદત કોઈ ખરાબ બાબત નથી પરંતુ પ્રસ્તુત આયતોમાં કાફિરોના આ વાંધાનો જવાબ સ્પષ્ટ છે કે હઝરત ઈસા (અલૈ.)ની જે ઈબાદત થઈ તે અલ્લાહના હુકમથી પણ વિરુદ્ધ હતું અને પોતે હઝરત ઈસા (અલૈ.)ની દા'વતથી પણ, એટલા માટે તેને આ બાબતની દલીલ બનાવી શકાય નહીં.

وَلَوْنَشَآءُ لَجَعَلْنَا مِنْكُمْ مَّلٰٓئِكَةً فِي الْاَرْضِ يَخْلُفُوْنَ આ નસારાની તે ખોટી માન્યતાનો જવાબ છે જે બીનાએ તેમણે હઝરત ઈસા (અલૈ.)ને પૂજાપાત્ર ઠરાવી દીધા હતા, તેમણે હઝરત મસીહ (અલૈ.)ને વિના બાપે પેદા થવાની બાબતને તેમની ખુદાઈ ઉપર દલીલ બનાવી હતી, અલ્લાહ તઆલાએ તેના રદિયામાં ફરમાવ્યું કે આ તો અમારી કુદરતની માત્ર એક ઝલક હતી અને અમે તો તેનાથી પણ વધીને પ્રાકૃતિક કે ભૌતિક નિયમો વિરુદ્ધ કાર્ય કરવાની ક્ષમતા ધરાવીએ છીએ, વિના બાપે પેદા થવું તો કોઈ ઘણી મોટી ભૌતિક નિયમો વિરુદ્ધની વાત નથી કારણ કે હઝરત આદમ (અલૈ.) તો વિના માં બાપે પેદા થયા હતા, જો અમે ઈચ્છીએ તો એવું કામ પણ કરી શકીએ છીએ જેનું આજદિન સુધી કોઈ ઉદાહરણ નથી અને તે એ કે માનવોના પેટે ફરિશ્તા પેદા કરી આપીએ.

وَاِنَّهٗ لَعِلْمٌ لِّلسَّاعَةِ (અને નિઃશંક ! હઝરત ઈસા અલૈ. કયામતનો વિશ્વાસ કરવા માટે એક માધ્યમ છે.) તેની બે તફસીરો કરવામાં આવી છે, એક તે જે તફસીરના ખુલાસામાં વર્ણન થઈ, એટલે કે હઝરત ઈસા (અલૈ.)નું ભૌતિક નિયમો વિરુદ્ધ વિના બાપે પેદા થવું એ બાબતની દલીલ છે કે અલ્લાહ તઆલા જાહેર માધ્યમો વિના પણ લોકોને પેદા કરી શકે છે, તેનાથી સાબિત થયું કે મુરદાઓને ફરીવાર જીવીત કરી દેવું અલ્લાહ માટે કોઈ મુશ્કેલ કામ નથી પરંતુ ઘણા તફસીરકારોએ આ આયતનો ભાવાર્થ એ બતાવ્યો છે કે હઝરત ઈસા (અલૈ.)નું ફરીવાર આસમાનથી નાઝિલ થવું કયામતની નિશાની છે તેથી તેમનું અંતિમ યુગમાં ફરીવાર પાછું આવવું અને દજ્જાલનું કતલ કરવું મુતવાતિર હદીષોથી સાબિત છે, આ મસ્અલાની અમુક વિગતો સૂરએ આલિ ઈમ્રાનમાં આયત اِنِّيْ مُتَوَفِّيْكَ وَرَافِعُكَ اِلَيَّ ઉપર અને અમુક સૂરએ માઈદહમાં આવી ચૂકી છે, વધુ વિગત માટે મુજ નાચીઝની કિતાબ اَلتَّصْرِيْحُ بِمَا تَوَاتَرَ فِيْ نُزُوْلِ الْمَسِيْحِ અને مَسِيْحِ مَوْعُوْدْ كِيْ پِهْچَانْ (મસીહે મવઊદ કી પેહચાન) વગેરે જોઈ શકાય છે.

وَلِاُبَيِّنَ لَكُمْ بَعْضَ الَّذِيْ تَخْتَلِفُوْنَ فِيْهِ (અને જેથી તમારી સામે અમુક તે વાતો વર્ણન કરું જેમાં તમે મતભેદ કરો છો) કારણ કે બની ઇસ્રાઈલમાં દુશ્મનાવટ અને હઠધર્મી છવાયેલી હતી તેથી તેમણે શરીઅતના અમુક હુકમોમાં ફેરફાર કરી નાંખ્યો હતો, હઝરત ઈસા (અલૈ.)એ તેની હકીકત સ્પષ્ટ કરી દીધી

અને "અમુક વાતો" એટલા માટે કહ્યું છે કે અમુક હુકમો દુનિયા સાથે સંલગ્ન હતા, હઝરત ઈસા (અલૈ.)એ કદાચ તે મતભેદો દૂર કરવાની આવશ્યકતા સમજી નહીં હોય. *(બયાનુલ કુર્આન)*

---

## આયતો : (સૂરએ ઝુખ્રુફ : આયત નં. ૬૬ થી ૭૭)

هَلْ يَنْظُرُوْنَ اِلَّا السَّاعَةَ اَنْ تَاْتِيَهُمْ بَغْتَةً وَّهُمْ لَا يَشْعُرُوْنَ ﴿٦٦﴾ اَلْاَخِلَّاۤءُ
يَوْمَئِذٍۢ بَعْضُهُمْ لِبَعْضٍ عَدُوٌّ اِلَّا الْمُتَّقِيْنَ ﴿٦٧﴾ يٰعِبَادِ لَا خَوْفٌ عَلَيْكُمُ الْيَوْمَ وَلَاۤ
اَنْتُمْ تَحْزَنُوْنَ ﴿٦٨﴾ اَلَّذِيْنَ اٰمَنُوْا بِاٰيٰتِنَا وَكَانُوْا مُسْلِمِيْنَ ﴿٦٩﴾ اُدْخُلُوا الْجَنَّةَ
اَنْتُمْ وَاَزْوَاجُكُمْ تُحْبَرُوْنَ ﴿٧٠﴾ يُطَافُ عَلَيْهِمْ بِصِحَافٍ مِّنْ ذَهَبٍ وَّاَكْوَابٍ
وَفِيْهَا مَا تَشْتَهِيْهِ الْاَنْفُسُ وَتَلَذُّ الْاَعْيُنُ وَاَنْتُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٧١﴾ وَتِلْكَ الْجَنَّةُ
الَّتِيْۤ اُوْرِثْتُمُوْهَا بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٧٢﴾ لَكُمْ فِيْهَا فَاكِهَةٌ كَثِيْرَةٌ مِّنْهَا تَاْكُلُوْنَ ﴿٧٣﴾
اِنَّ الْمُجْرِمِيْنَ فِيْ عَذَابِ جَهَنَّمَ خٰلِدُوْنَ ﴿٧٤﴾ لَا يُفَتَّرُ عَنْهُمْ وَهُمْ فِيْهِ
مُبْلِسُوْنَ ﴿٧٥﴾ وَمَا ظَلَمْنٰهُمْ وَلٰكِنْ كَانُوْا هُمُ الظّٰلِمِيْنَ ﴿٧٦﴾ وَنَادَوْا يٰمٰلِكُ لِيَقْضِ
عَلَيْنَا رَبُّكَ قَالَ اِنَّكُمْ مّٰكِثُوْنَ ﴿٧٧﴾



## તરજુમો :

*હવે એ જ છે કે કયામતની રાહ જુએ છે કે તેમના ઉપર અચાનક આવી ઊભી થાય અને તેમને ખબર પણ ન થાય. (૬૬) જેટલા દોસ્ત છે તે દિવસે એકબીજાના દુશ્મન હશે પરંતુ જે લોકો ડરનારા છે (તેઓ પરસ્પર મિત્ર જ રહેશે). (૬૭) હે મારા બંદાઓ ! તમારા ઉપર આજના દિવસે કોઈ ડર નથી અને ન જ તમે ગમગીન થશો. (૬૮) જેઓ અમારી વાતો ઉપર ઈમાન લાવ્યા અને સંપૂર્ણ ફરમાંબરદાર રહ્યા. (૬૯) તમે અને તમારી પત્નીઓ જન્નતમાં ચાલ્યા જાઓ કે તમારું સન્માન કરવામાં આવે. (૭૦) તેમની પાસે સોનાની રકાબીઓ અને પાણીના જામ લઈ ફર્યા કરશે અને ત્યાં (બધું જ) છે*

*જે તેમનું મન ચાહે અને જેનાથી આંખો આરામ પામે અને તમે તેમાં હંમેશા રહેશો. (૭૧) અને આ તે જ જન્નત છે જે વારસામાં પામ્યા તે કામોના બદલામાં જે (દુનિયામાં) કરતા હતા. (૭૨) તમારા માટે તેમાં ઘણા મેવાઓ (ફળફળાદિ) છે તેમાંથી ખાતા રહો. (૭૩) અલબત્ત જે લોકો કે ગુનેહગાર (કાફિર) છે તેઓ દોઝખના અઝાબમાં હંમેશા રહેનાર છે. (૭૪) તેમના ઉપરથી (અઝાબ) હલકો થતો નથી અને તેઓ તેમાં જ હતાશ થઈ પડયા છે. (૭૫) અને અમે તેમના ઉપર જુલમ નથી કર્યો પરંતુ તેઓ જ અન્યાયી (ઝાલિમો) હતા. (૭૬) અને પોકારશે, હે (જહન્નમના દારોગા) માલિક ! ક્યાંક અમારા ઉપર તારો પરવરદિગાર ફેંસલો કરી ચૂકે ! તે કહેશે, તમારે હંમેશા (આ જ હાલતમાં) રહેવાનું છે. (૭૭)*

## તફસીર :

આ લોકો (સત્ય સ્પષ્ટ થયા છતાં જૂઠ ઉપર હઠાગ્રહ કરી રહ્યા છે તો જાણે) બસ કયામતની રાહ જોઈ રહ્યા છે કે તે તેમના ઉપર અચાનક આવી પડે અને તેમને ખબર પણ ન થાય (ઈન્કાર છતાં રાહ જોવાનો ભાવાર્થ એ છે કે તેમનું દલીલોને ન માનવું એવું છે જેમકે કોઈ વ્યક્તિ પ્રત્યક્ષ નજરે નિહાળવાની રાહ જોતો હોય કે જ્યારે આંખે જોઈ લઈશ તો માનીશ અને તે કયામતના દિવસની ઘટનાઓ એ છે કે) બધા જ (દુનિયાના મિત્રો) તે દિવસે એકબીજાના શત્રુ બની જશે અલ્લાહથી ડરનારાઓ સિવાય (એટલે કે ઈમાનવાળાઓ બાકાત રહેશે કારણ કે તે દિવસે જૂઠ સાથેની દોસ્તીના નુકસાનની અનુભૂતિ થશે તો સ્વાભાવિકપણે જ તેનાથી સૂગ અને એવા દોસ્તોથી નફરત થશે કે આ લોકો નુકસાનનું કારણ બન્યા અને સત્યની દોસ્તીનો લાભ તથા સવાબ અનુભવાશે એટલા માટે તે બાકી રહેશે અને તે મો'મિનોને અલ્લાહ તઆલા તરફથી અવાજ આપવામાં આવશે) હે મારા બંદાઓ ! તમારા ઉપર આજે કોઈ ડર(ની વાત ઉપસ્થિત થનારી) નથી અને ન જ તમે ગમગીન થશો (એટલે કે) તે બંદાઓ જેઓ અમારી આયતો ઉપર ઈમાન લાવ્યા હતા અને (જાણકારીની રૂએ તથા અમલની રૂએ અમારા) ફરમાંબરદાર હતા, તમે અને તમારી (ઈમાનવાળી) પત્નીઓ ખુશી ખુશી જન્નતમાં દાખલ થઈ જાઓ (અને જન્નતમાં ગયા પછી તેમના માટે એવું થશે કે) તેમની પાસે સોનાની રકાબીઓ (ખાવાની વસ્તુઓથી

ભરેલી) અને ગ્લાસ (પીવા માટે ભરેલા સોનાના અથવા અન્ય કોઈ વસ્તુના) લાવવામાં આવશે (એટલે કે ગીલમાન ખૂબસૂરત છોકરાઓ તેને લઈને આવશે કે) તમે અહીંયાં હંમેશા રહેશો અને (એવું પણ કહેવામાં આવશે કે) આ તે જન્નત છે જેના તમે માલિક બનાવવામાં આવ્યા (તમારાથી આ બધું ક્યારેય લઈ લેવામાં આવશે નહીં) પોતાના (નેક) અમલોના બદલામાં (અને) તમારા માટે તેમાં ઘણા મેવાઓ છે જેમાંથી ખાઈ રહ્યા છો (આ તો ઈમાનવાળાઓની હાલત થઈ, આગળ કાફિરોનું વર્ણન છે કે) બેશક ! નાફરમાન (એટલે કે કાફિર) લોકો દોઝખના અઝાબમાં હંમેશા રહેશે, તે (અઝાબ) તેમના (ઉપર)થી હલકો કરવામાં આવશે નહીં અને તેઓ તે(અઝાબ)માં જ હતાશ થઈ પડ્યા રહેશે અને (આગળ અલ્લાહ તઆલા ફરમાવે છે કે) અમે તેમના ઉપર (જરા સરખો) જુલમ નથી કર્યો (કે નાહકનો અઝાબ આપ્યો હોય) પરંતુ તેઓ પોતે જ જાલિમ હતા (કે કુફ્ર શિર્ક કરીને પોતાનું નુકસાન કરી લીધું) અને (આગળ તેમની બાકી હાલત વર્ણન થઈ છે કે જ્યારે છુટકારાથી બિલકુલ હતાશ થઈ જશે તે સમયે મોતની તમન્ના કરશે અને દોઝખના "માલિક" નામના ચોકીદાર ફરિશ્તાને) પોકારશે કે હે માલિક ! (તમે જ દુઆ કરો કે) તમારો પરવરદિગાર (અમને મોત આપીને) અમારો અંત જ લાવી નાંખે, તે (ફરિશ્તો) જવાબ આપશે કે તમે હંમેશા આ જ હાલતમાં રહેશો (ન તો નીકળશો અને ન જ મરશો).

## મસ્અલા અને બોધપાઠ :

### મિત્રતા વાસ્તવમાં તે જ છે, જે અલ્લાહ માટે હોય :

اَلْاَخِلَّاۗءُ يَوْمَىِٕذٍۢ بَعْضُهُمْ لِبَعْضٍ عَدُوٌّ اِلَّا الْمُتَّقِيْنَ (બધા જ મિત્રો તે દિવસે એકબીજાના દુશ્મન થઈ જશે અલ્લાહથી ડરનારાઓ સિવાય !) આ આયતે એ વાત ખોલીને બતાવી દીધી કે આ મિત્રતાપૂર્ણ સંબંધો જેના ઉપર માનવી દુનિયામાં ગર્વ કરે છે અને જેના માટે હલાલ અને હરામ એક કરી નાંખે છે, કયામતના દિવસે ન જ માત્ર એ કે તે કંઈ કામ નહીં આવે બલકે તે દુશ્મનાવટમાં ફેરવાઈ જશે, આથી હાફિઝ ઈબ્ને કસીર (રહ.)એ આ આયત હેઠળ હઝરત અલી (રદિ.)નો આ ઈરશાદ મુસન્નીફ અબ્દુર્રઝ્ઝાક (રદિ.) અને ઈબ્ને હાતિમ (રદિ.)ની રિવાયતથી નકલ કર્યો છે કે બે મો'મિન મિત્રો હતા અને બે કાફિર,

મો'મિન મિત્રોમાંથી એકનો ઈન્તેકાલ થયો અને તેને જન્નતની ખુશખબરી સંભળાવવામાં આવી તો તેને પોતાનો દોસ્ત યાદ આવ્યો, તેણે દુઆ કરી કે યા અલ્લાહ ! મારો ફલાણો મિત્ર મને તારી અને તારા રસૂલે કરીમ ﷺની આજ્ઞાપાલનની તાકીદ કરતો હતો, ભલાઈનો હુકમ આપતો હતો અને બુરાઈથી રોકતો હતો અને એવું યાદ અપાવતો રહેતો હતો કે મારે એક દિવસે તારી પાસે હાજર થવાનું છે એટલા માટે યા અલ્લાહ ! તેને મારા પછી ગુમરાહ ન કરજે જેથી તે પણ (જન્નતના) તે દૃશ્યો જોઈ શકે જે તેં મને બતાવ્યા છે અને તું જે રીતે મારાથી રાજી થયો છે એ જ પ્રમાણે તેનાથી પણ રાજી થઈ જા. આ દુઆના જવાબમાં તેને કહેવામાં આવશે, જા ! જો તને ખબર થઈ જાય કે મેં તારા તે દોસ્ત માટે કેવો બદલો રાખ્યો છે તો તું રડીશ ઓછું અને હસીસ વધારે; ત્યારબાદ જ્યારે બીજા દોસ્તની વફાત થઈ ચૂકશે તો બંનેની રૂહો ભેગી થશે, અલ્લાહ તઆલા તેમને કહેશે કે તમારામાંથી દરેક વ્યક્તિ બીજાના વખાણ કરે તો તેમનામાંથી દરેક બીજાના વિશે એવું કહેશે કે તે ઉત્તમ ભાઈ, ઉત્તમ સાથી અને ઉત્તમ મિત્ર છે.

તેનાથી વિપરીત જ્યારે બે કાફિર મિત્રોમાંથી એકનું મૃત્યુ થશે અને તેને બતાવવામાં આવશે કે તેને જહન્નમમાં નાંખવામાં આવશે તો તેને પણ પોતાનો દોસ્ત યાદ આવશે, તે સમયે તે એવી દુઆ કરશે કે યા અલ્લાહ ! મારો ફલાણો મિત્ર મને તારી અને તારા રસૂલની નાફરમાની કરવાનો હુકમ આપતો હતો, બુરાઈની તાકીદ કરતો હતો અને ભલાઈથી રોકતો હતો અને મને કહ્યા કરતો હતો કે હું ક્યારેય તારી સામે હાજર થઈશ નહીં એટલા માટે યા અલ્લાહ ! તેને મારા પછી હિદાયત ન આપજે જેથી તે પણ (દોઝખના) તે દૃશ્યો જુએ જે તેં મને બતાવ્યા છે અને તું જે રીતે મારાથી નારાજ થયો છે એ જ પ્રમાણે તું એનાથી પણ નારાજ થજે, ત્યારબાદ બીજા મિત્રનું પણ મૃત્યુ થશે તો બંનેની રૂહો ભેગી કરવામાં આવશે અને તેમને કહેવામાં આવશે કે તમારામાંથી દરેક વ્યક્તિ પોતાના સાથીના વખાણ કરે તો તેમનામાંથી દરેક એકબીજા વિશે કહેશે કે આ સૌથી ખરાબ ભાઈ, સૌથી ખરાબ સાથી અને સૌથી ખરાબ મિત્ર છે. (ઈબ્ને કષીર, પેજ : ૧૩૪, જિલ્દ : ૪) એટલા જ માટે દુનિયા અને આખિરત બંનેના આધારે સૌથી શ્રેષ્ઠ મિત્રતા તે જ છે જે અલ્લાહના માટે હોય, જે બે મુસલમાનોમાં માત્ર

અલ્લાહ ખાતર મહોબ્બત હોય તેમની મોટી ફઝીલતો હદીષોમાં વર્ણન થયેલ છે જેમાંથી એક એ છે કે મેદાને હશ્રમાં તે લોકો અલ્લાહના અર્શના છાંયડામાં હશે અને અલ્લાહ માટે મહોબ્બતનો ભાવાર્થ એ છે કે બીજાથી એ બીનાએ સંબંધ હોય કે તે અલ્લાહ તઆલાના દીનનો સાચો અનુયાયી છે એટલા માટે દીનનું જ્ઞાન આપનાર ઉસ્તાદો, શૈખ, મુરશદ, ઉલમા અને અલ્લાહવાળાઓથી વળી ઈસ્લામી જગતના બધા જ મુસલમાનોથી નિઃસ્વાર્થ મહોબ્બત તેમાં સામેલ છે.

---

## આયતો : (સૂરએ ઝુખ્રુફ : આયત નં. ૭૮ થી ૮૯)

لَقَدْ جِئْنٰكُمْ بِالْحَقِّ وَلٰكِنَّ اَكْثَرَكُمْ لِلْحَقِّ كٰرِهُوْنَ ﴿٧٨﴾ اَمْ اَبْرَمُوْٓا اَمْرًا فَاِنَّا مُبْرِمُوْنَ ﴿٧٩﴾
اَمْ يَحْسَبُوْنَ اَنَّا لَا نَسْمَعُ سِرَّهُمْ وَنَجْوٰىهُمْ ۭ بَلٰى وَرُسُلُنَا لَدَيْهِمْ يَكْتُبُوْنَ ﴿٨٠﴾ قُلْ اِنْ
كَانَ لِلرَّحْمٰنِ وَلَدٌ ۖ فَاَنَا اَوَّلُ الْعٰبِدِيْنَ ﴿٨١﴾ سُبْحٰنَ رَبِّ السَّمٰوٰتِ وَالْاَرْضِ رَبِّ
الْعَرْشِ عَمَّا يَصِفُوْنَ ﴿٨٢﴾ فَذَرْهُمْ يَخُوْضُوْا وَيَلْعَبُوْا حَتّٰى يُلٰقُوْا يَوْمَهُمُ الَّذِيْ
يُوْعَدُوْنَ ﴿٨٣﴾ وَهُوَ الَّذِيْ فِي السَّمَاۗءِ اِلٰهٌ وَّفِي الْاَرْضِ اِلٰهٌ ۭ وَهُوَ الْحَكِيْمُ الْعَلِيْمُ ﴿٨٤﴾
وَتَبٰرَكَ الَّذِيْ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَيْنَهُمَا ۚ وَعِنْدَهٗ عِلْمُ السَّاعَةِ ۚ
وَاِلَيْهِ تُرْجَعُوْنَ ﴿٨٥﴾ وَلَا يَمْلِكُ الَّذِيْنَ يَدْعُوْنَ مِنْ دُوْنِهِ الشَّفَاعَةَ اِلَّا مَنْ
شَهِدَ بِالْحَقِّ وَهُمْ يَعْلَمُوْنَ ﴿٨٦﴾ وَلَىِٕنْ سَاَلْتَهُمْ مَّنْ خَلَقَهُمْ لَيَقُوْلُنَّ اللّٰهُ
فَاَنّٰى يُؤْفَكُوْنَ ﴿٨٧﴾ وَقِيْلِهٖ يٰرَبِّ اِنَّ هٰٓؤُلَاۗءِ قَوْمٌ لَّا يُؤْمِنُوْنَ ﴿٨٨﴾ فَاصْفَحْ
عَنْهُمْ وَقُلْ سَلٰمٌ ۭ فَسَوْفَ يَعْلَمُوْنَ ﴿٨٩﴾

### તરજુમો :

*અલબત્ત અમે તમારી પાસે સાચો દીન લાવ્યા અને પરંતુ તમે ઘણા લોકો સત્ય વાતનો તિરસ્કાર કરો છો. (૭૮) શું તેમણે એક વાત ઠરાવી રાખી છે ? તો અમે પણ કંઈક ઠરાવી રાખીશું ! (૭૯) શું તેમણે ધારણા બાંધી રાખી છે*

*કે અમે તેમના ભેદ નથી જાણતા અને તેમના મશ્વરા ? કેમ નહીં ! અને અમારા મોકલેલા (ફરિશ્તા) તેમની પાસે લખતા રહે છે. (૮૦) તમે કહો ! જો રહમાન માટે સંતાન હોય તો હું સૌથી પહેલાં ઈબાદત કરું ! (૮૧) પવિત્ર છે તે પરવરદિગાર આસમાનોનો અને જમીનનો અર્શનો માલિક તે વાતોથી જે તેઓ વર્ણન કરે છે. (૮૨) હવે તેમને બકવાસ કરતા અને રમતા પડ્યા રહેવા દો એટલે સુધી કે પોતાના તે દિવસથી મળે જેનો તેમને વાયદો કરવામાં આવ્યો છે. (૮૩) અને તે જ છે જેની બંદગી છે આસમાનોમાં અને તેની બંદગી છે જમીનમાં અને તે જ છે હિકમતવાળો સઘળું જાણનાર ! (૮૪) અને તેની ઘણી બરકત છે જેનું શાસન છે આસમાનોમાં અને પૃથ્વીમાં અને જે કંઈ તેમની મધ્યે છે અને તેની જ પાસે કયામતની ખબર છે અને તેના જ સુધી પાછા પહોંચી જશો. (૮૫) અને તે લોકો કંઈ જ અધિકાર ધરાવતા નથી જેમને તેઓ સિફારસ માટે પોકારે છે પરંતુ જેણે સાચી ગવાહી આપી અને તેમને (તે વિશે) ખબર (પણ) હતી. (૮૬) અને જો તમે તેમને પૂછો કે તેમને કોણે બનાવ્યા ? તો કહેશે, અલ્લાહે; પછી ક્યાંથી અવળા જાય છે ! (૮૭) કસમ છે રસૂલના તે કહેવાની કે, હે પરવરદિગાર આ લોકો છે કે ઈમાન નથી લાવતા. (૮૮) બસ તમે તેમના તરફથી મોઢું ફેરવી લો અને કહો "સલામ છે"; હવે અંતે જાણી લેશે. (૮૯)*



**તફસીર :**

(અને ઉપરોક્ત વર્ણનમાં જે સજાઓનું વર્ણન થયું તેનું કારણ એ છે કે) અમે સાચો દીન (જેની સૌથી મોટી ફરજ તવહીદ અને રિસાલત ઉપર વિશ્વાસ છે) તમારી પાસે પહોંચાડ્યો પરંતુ તમે ઘણા લોકો સાચા દીનથી સૂગ રાખો છો ("ઘણા લોકો" તો એટલા માટે કહ્યું કે અમુક લોકો ભવિષ્યમાં ઈમાન લાવનારા હતા અથવા એટલા માટે કહ્યું કે સૂગ સાચા અર્થમાં અમુકને જ હતી, બીજા અમુક લોકો માત્ર તેમના અનુસરણમાં સત્ય માર્ગને છોડી બેઠા હતા અને આ સૂગ રસૂલે કરીમ ﷺના વિરોધ અને તવહીદ બંનેના વિરોધમાં સામેલ છે, આગળ બંનેની વિગત છે કે) હા ! શું તેમણે (રસૂલને નુકસાન પહોંચાડવા વિશે) કોઈ વ્યવસ્થા ઠીક કરી છે ? બસ અમે પણ એક વ્યવસ્થા ઠીકઠાક કરી છે (અને દેખીતું છે કે અલ્લાહની વ્યવસ્થા સામે તેમની વ્યવસ્થા ચાલી શકતી નથી એટલા માટે તમે

સુરક્ષિત રહ્યા અને તે લોકો નિષ્ફળ થયા અને અંતે બદ્રમાં નાશ પામ્યા, તેનું વિગતવારનું વર્ણન સૂરએ અન્ફાલમાં ચોથા રુકૂઅની..وَاِذْ يَمْكُرُ بِكَ الَّذِيْنَ كَفَرُوْا આયતમાં છે) હા ! (આ લોકો જે તમને નુકસાન પહોંચાડવા માટે ગુપ્ત યુક્તિઓ કરે છે) શું તે લોકો એવું વિચારે છે કે અમે તેમની છાની છાની (કહેલી) વાતોને અને તેમના (ગુપ્ત) મશ્વરાઓને નથી સાંભળતા ? (અગર જો અમને સાંભળનાર સમજે છે તો પછી આવી હિંમત શા માટે કરે છે ? આગળ તેમની આ ધારણાનો રદિયો આપવામાં આવ્યો છે કે) અમે અવશ્ય સાંભળીએ છીએ અને (તદુપરાંત) અમારા ફરિશ્તા (જેઓ અમલો લખનારા છે જે) તેઓની પાસે છે તે પણ લખે છે (જો કે તેની જરૂરત નથી પરંતુ સામાન્ય રિવાજ એ છે કે અપરાધીઓ માટે પોલીસની લખેલી રિપોર્ટ સત્તાધારીના નિરીક્ષણથી વધારે આક્ષેપપાત્ર બને છે, આ તો તેમના રસૂલના વિરોધનું વર્ણન થયું, આગળ તવહીદના વિરોધ વિશે ફરમાવે છે કે હે પયગમ્બર ﷺ !) તમે (આ મુશ્રિકોને) કહો કે (તમે જો પોતાના અમુક શિર્કયુક્ત નિવેદનોમાં અલ્લાહ તઆલા તરફ સંતાનોનો સંબંધ જોડો છો તો) જો (જો કે તે અશક્ય છે પરંતુ એવું થાય તો એટલે કે) અલ્લાહ રહમાનના સંતાન હોય તો સૌથી પ્રથમ તેની ઈબાદત કરનારો હું છું (જે રીતે તમે ફરિશ્તાઓને અલ્લાહ તઆલાની દિકરીઓ સમજીને તેમની ઈબાદત કરો છો એ જ પ્રમાણે હું પણ તે સ્વરૂપમાં અલ્લાહના સંતાનોની ઈબાદત કરતો હોત, —નઊઝુબિલ્લાહ ! મતલબ એ કે મને તમારી જેમ સત્ય વાત માનવાથી ઈન્કાર નથી, જો તમે સાબિત કરો તો સૌથી પહેલાં હું તેને માનું અને જ્યારે તેને અલ્લાહ તઆલાના સંતાન માની લઉં તો કારણ કે અલ્લાહના સંતાન પણ ખુદા જ હોવા જોઈએ અને ખુદા પૂજાપાત્ર છે એટલા માટે હું તેની ઈબાદત પણ કરું પરંતુ કારણ કે આ બાબત તદ્દન ખોટી છે એટલા માટે ન તો હું માનીશ અને ન જ ઈબાદત કરીશ.... આગળ શિર્કથી અલ્લાહ તઆલાના પવિત્ર હોવાનું વર્ણન છે એટલે કે) આસમાનો અને જમીનનો માલિક કે જે અર્શનો પણ માલિક છે તેમની વાતોથી પવિત્ર છે જે આ (મુશ્રિક) લોકો (તેના માટે) વર્ણન કરી રહ્યા છે (જ્યારે આ લોકો સત્ય સ્પષ્ટ થયા છતાં પોતાની દુશ્મનાવટથી અટકતા નથી) તો તમે તેમને આ જ પ્રવૃત્તિ અને ખેલકૂદમાં રહેવા દો એટલે સુધી કે તેમને પોતાના તે દિવસ સાથે પનારો પડે જેનો તેમને વાયદો કરવામાં આવે છે (તે સમયે બધી હકીકત

જાણ થઈ જશે અને "રહેવા દેવા"નો ભાવાર્થ એ નથી કે તબ્લીગ ન કરો બલકે હેતુ એ છે કે તેમના વિરોધ તરફ ધ્યાન ન આપો અને તેમના ઈમાન ન લાવવાથી દિલગીર ન થાઓ) અને તે જ હસ્તી જે આસમાનોમાં પણ ઈબાદતપાત્ર છે અને જમીનમાં પણ ઈબાદતપાત્ર છે અને તે જ મહાન હિકમતવાળો અને મહાન જ્ઞાનવાળો છે (અને કોઈ જ્ઞાન તથા હિકમતમાં તેનો ભાગીદાર નથી બસ ખુદાઈ પણ તેની સાથે જ ખાસ છે) અને તે હસ્તી અતિઉચ્ચ છે જેના માટે આસમાનોની અને જમીનની અને જે (મખ્લૂક) તેમની વચ્ચે છે તેનું શાસન સાબિત છે અને (જ્ઞાન એવું સંપૂર્ણ છે કે) તેને કયામતની ખબર (પણ) છે (જેની કોઈ મખ્લૂકને ખબર નથી) અને (બદલો અને સજાનો માલિક પણ તે જ છે એટલા માટે) તમે સૌ તેની જ પાસે પાછા વળીને જશો (અને તેને હિસાબ આપશો) અને (તે સમયે અલ્લાહ તઆલા કોઈ અન્યની ભાગીદારી વિના બદલો અને સજાનો માલિક હોવાનું એવું જાહેર અને સ્પષ્ટ થઈ જશે કે) અલ્લાહના સિવાય જે મઅ્બૂદોને આ લોકો પોકારે છે તે સિફારસ (સુદ્ધાં)નો અધિકાર ધરાવશે નહીં, હા ! જે લોકોએ સત્ય વાત (એટલે કે ઈમાનના કલિમા)નો એકરાર કર્યો હતો અને તેઓ (દિલથી) સમર્થન પણ કર્યા કરતા હતા (તેઓ અલબત્ત અલ્લાહના હુકમથી ઈમાનવાળાઓની સિફારસ કરી શકશે પરંતુ તેનાથી કાફિરોને શું ફાયદો ?) અને (અમે જે ઉપર તવહીદનો વિષય વર્ણન કર્યો છે જેમાં આ લોકો વિરોધ કરે છે પણ તેની પ્રસ્તાવનાને તેઓ પણ સ્વીકારે છે એટલા માટે) જો તમે તેમને પૂછો કે તેમને (એટલે કે તમને) કોણે પેદા કર્યા છે ? તો એવું જ કહેશે કે અલ્લાહે (પેદા કર્યા છે), બસ (દેખીતું છે કે ઈબાદતનો હકદાર તે જ હોઈ શકે છે જે સર્જન કરવાની શક્તિ ધરાવે છે, બસ) આ લોકો (પ્રસ્તાવનાને તો માને છે પરંતુ પછી હેતુને માનવાના સમયે અલ્લાહ જાણે) કઈ તરફ અવળા ચાલ્યા જાય છે ! (આ બધી વાતોથી સ્પષ્ટ છે કે તે કાફિરોનો અપરાધ કેટલો સખત છે એટલા માટે સજા પણ નિશ્ચિત કઠોર હશે અને આગળ સજાની કઠોરતાને વધારે સ્પષ્ટ કરવા માટે એક બીજી વાત વર્ણન કરે છે કે જે રીતે અલ્લાહ તઆલાને કયામતની ખબર છે) એ જ પ્રમાણે તેને રસૂલ (ﷺ)ના એવું કહેવાની પણ ખબર છે કે હે મારા પરવરદિગાર! આ એવા લોકો છે કે (મારા આટલા અનથક પ્રયત્નો પછી પણ) ઈમાન નથી લાવતા (તેનાથી સજાની કઠોરતા ઔર વધી ગઈ કે અપરાધ તો

સખત હતા જ તેની સાથે સાથે ટીકા પણ ઉપસ્થિત છે, બસ સમજી લેવું જોઈએ કે કેવો સખત અઝાબ થશે ! અને જ્યારે તમને એ જાણ થઈ ગઈ કે તેમનું પરિણામ આવું થનારું છે) તો તમે તેમનાથી મોઢું ફેરવી લો (એટલે કે તેમના ઈમાનની એવી આશા ન રાખો જે પાછળથી રંજ ગમનું કારણ બને) અને (જો તેઓ તમારો વિરોધ અને અજ્ઞાનતાની વાતો કરે તો તમે બુરાઈ ટાળવા માટે) એવું કહી આપો કે તમને સલામ કરું છું (અને કશું નથી કહેતો અને ન જ કોઈ સંબંધ રાખું છું, આગળ અલ્લાહ તઆલા આશ્વાસન માટે કહે છે કે તમે થોડો સબ્ર કરો) બસ તેમને હમણા (મૃત્યુની સાથે જ) જાણ થઈ જશે.

## મસ્અલા અને બોધપાઠ :

اِنْ كَانَ لِلرَّحْمٰنِ وَلَدٌ فَاَنَا اَوَّلُ الْعٰبِدِيْنَ (જો રહમાનની કોઈ અવલાદ હોત તો હું સૌ પ્રથમ તેની ઈબાદત કરતો હોત) તેનો ભાવાર્થ એ છે કે મઆઝલ્લાહ ! અલ્લાહ તઆલાની અવલાદ હોવાની કોઈપણ દરજ્જામાં કોઈ સંભાવના નથી, બલકે હેતુ વાસ્તવમાં એવો બતાવવાનો છે કે હું તમારી માન્યતાઓનો ઈન્કાર કોઈ દુશ્મનાવટ અથવા હઠધર્મીના કારણે નથી કરી રહ્યો બલકે દલીલોના કારણે કરી રહ્યો છું, જો સાચી દલીલોથી અલ્લાહ તઆલાના સંતાનોનું અસ્તિત્વ સાબિત થઈ જાય તો હું તેને અવશ્ય માની લેત પરંતુ બૌદ્ધિક અને વર્ણન કરવામાં આવેલ દલીલ તેનો રદિયો આપે છે એટલા માટે માનવાનો કોઈ પ્રશ્ન જ નથી, આથી જાણ થઈ કે જૂઠાઓ સાથે દલીલબાજીના સમયે પોતાની સત્યવાદીતાને જાહેર કરવા માટે આવું કહેવું જાઈઝ અને યોગ્ય છે કે જો તમારો દા'વો દલીલો સાથે સાબિત થતો હોત તો હું તેનો સ્વીકાર કરી લેત કારણ કે અમુક સમયે આવા વાક્યપ્રયોગોથી વિરોધીઓના દિલમાં એવી નમ્રતા પેદા થઈ શકે છે જે તેને સત્યના સ્વીકાર ઉપર પ્રોત્સાહિત કરે છે.

وَقِيْلِهٖ يٰرَبِّ اِنَّ هٰٓؤُلَآءِ قَوْمٌ لَّا يُؤْمِنُوْنَ આ વાક્ય એ વાતને સ્પષ્ટ કરવા માટે લાવવામાં આવ્યું છે કે તે કાફિરો ઉપર અલ્લાહ તઆલાનો ક્રોધ ઊતરવાના કેટલાક સખત કારણો ઉપસ્થિત છે, એક બાજુ તો તેમના અપરાધો પોતે જ ઘણા સખત છે બીજી બાજુ તેઓ રસૂલે કરીમ ﷺ જેઓ તમામ દુનિયાઓ માટે કૃપા (રહમતુલ્લિલ્ આલમીન) અને શફીઉલ મુઝનબીન બનાવીને મોકલવામાં આવ્યા છે, જ્યારે પોતે તે લોકોની ફરિયાદ કરે અને ફરમાવે કે આ લોકો વારંવારની

દરખાસ્ત છતાં ઈમાન નથી લાવતા તો અંદાજો કરી શકાય છે કે તેમણે રસૂલે કરીમ ﷺને કેટલા પ્રમાણમાં તકલીફ પહોંચાડી હશે ?! નહિતર મા'મૂલી તકલીફ ઉપર રહમતુલ્લિલ્ આલમીને અલ્લાહ તઆલાને આવી હૃદયદ્રાવક ફરિયાદ ન કરી હોત, આ તફસીર પ્રમાણે وَقِيْلِهٖ (વકીલિહી) એક આયત પહેલાંનો શબ્દ السَّاعَةِ (અસ્સાઅતી) ઉપર مَعْطُوْف (મઅ્તૂફ) છે, આ આયતની બીજી પણ અનેક તફસીરો કરવામાં આવી છે, દાખલા તરીકે અત્રે وَاوْ عَطْف (વા'વે અતફ) નથી બલકે સોગંદનો છે, يَارَبِّ (યા રબ્બી) એ قِيْل (કીલ)નું કર્મ છે અને ...اِنَّ هٰـٓؤُلَآءِ (ઈન્ન હા-ઉલાઈ) એ સોગંદનો જવાબ છે. આ તફસીરોની વિગત જાણકાર લોકો રૂહુલ મઆની વગેરેમાં જોઈ શકાય છે.

....وَقُلْ سَلَامٌ (વકુલ સલામુન) અંતે તે જ પ્રેરણા આપવામાં આવી છે કે જે દરેક સત્યના પ્રચારકને હંમેશા આપવામાં આવે છે કે વિરોધીઓની દલીલો અને શંકાઓનો જવાબ તો આપી દો પરંતુ તેઓ જે અજ્ઞાનતા, મૂર્ખામી તથા આક્ષેપબાજીની વાતો કરે તેનો જવાબ તેમની જ ભાષામાં આપવાના બદલે મૌન ધારણ કરવામાં આવે અને આ જે ફરમાવ્યું કે તમને સલામ કરું છું; તેનો હેતુ એ નથી કે તેમને ''અસ્સલામુ અલયકુમ'' કહેવામાં આવે કારણ કે કોઈ ગેરમુસ્લિમને આ શબ્દોથી સલામ કરવું જાઇઝ નથી, બલકે આ રૂઢિપ્રયોગ છે કે જ્યારે કોઈ વ્યક્તિ સાથે સંબંધ કાપવાનો હોય છે તો કહેવામાં આવે છે કે મારા તરફથી સલામ અથવા "તમને સલામ કરું છું." તેનાથી સાચી રીતે સલામ કરવાનો હેતુ નથી બલકે મતલબ એ હોય છે કે સારી પદ્ધતિથી તેની સાથે તમે સંબંધ કાપવા ઈચ્છો છો એટલા માટે જે લોકોએ આ આયતથી દલીલો કરીને કાફિરોને ''અસ્સલામુ અલયકુમ અથવા સલામુન'' કહેવું જાઇઝ ઠરાવ્યું છે તેમનું નિવેદન યોગ્ય નથી. *(રૂહુલ મઆની)*

અલ્હમ્દુલિલ્લાહ ! આજે ૩ રજજબ મંગળવારના દિવસે ઈશા ના સમય વખતે સૂરએ ઝુખ્રુફની તફસીર ૭ દિવસમાં પૂર્ણ થઈ.

*—હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ ઉસ્માની (રહ.)*



અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ ઝુખ્રુફનો અનુવાદ પૂર્ણ થયો.

તારીખ : ૨૬ નવેમ્બર ૨૦૧૦ મુતાબિક ૧૯ જિલ્હજ્જ ૧૪૩૧ હિજરી.

પ્રકરણ (૪૪)

# સૂરએ દુખાન

સૂરએ દુખાન મક્કામાં નાઝિલ થઈ તેમાં ૫૯ આયતો અને ૩ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ દુખાન : આયત નં. ૧ થી ૯)**



**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*હા-મીમ. (૧) કસમ છે આ સ્પષ્ટ કિતાબની. (૨) અમે તેને એક બરકતવાળી રાત્રિમાં ઉતારી (કારણ કે) અમે ચેતવણી આપનારા છે. (૩) તે જ રાત્રે દરેક હિકમતવાળું કાર્ય જુદું થાય છે. (૪) અમારા તરફની આજ્ઞાથી, અમે જ (રસૂલોને) મોકલનાર છીએ. (૫) તમારા પરવરદિગારની રહમતથી; તે જ છે સઘળું સાંભળનાર, જાણનાર. (૬) પરવરદિગાર (માલિક) છે આસમાનોનો અને પૃથ્વીનો અને જે કંઈ તેમની*

*વચ્ચે છે જો તમને યકીન છે. (૭) તેના સિવાય કોઈની બંદગી નથી, જીવાડે છે અને મૃત્યુ આપે છે; અને પરવરદિગાર તમારો અને પરવરદિગાર તમારા પૂર્વજોનો ! (૮) કંઈ નથી ! તેઓ (એના વિશે) શંકામાં રમે છે. (૯)*

**તફસીર :**

હા-મીમ. (તેનો અર્થ અલ્લાહ તઆલાને ખબર છે) કસમ છે આ સ્પષ્ટ (અર્થો ધરાવનાર) કિતાબની કે અમે તેને (લવ્હે મહફૂઝથી દુનિયાના આસમાન ઉપર) એક બરકતવાળી રાત્રે (એટલે કે શબેકદ્રમાં) ઉતારી છે, (કારણ કે) અમે (લાગણીના કારણે પોતાના ઈરાદામાં પોતાના બંદાઓને) ચેતવણી આપનારા હતા (એટલે અમને એ મંજૂર થયું કે તેમને નુકસાનોથી બચાવી લેવા માટે ભલાઈ અને બુરાઈની જાણ કરી આપીએ, કુર્આનને નાઝિલ કરવાનો એ હેતુ હતો, આગળ તે રાત્રિની બરકતો અને કાયદાઓનું વર્ણન છે કે) તે રાત્રે દરેક હિકમતવાળો મા'મલો અમારી પાસેથી હુકમ (પ્રાપ્ત) થઈને નક્કી કરવામાં આવે છે (એટલે કે આખા વર્ષની ઘટનાઓ જે બધી જ હિકમત ઉપર આધારિત હોય છે જે રીતે અસ્તિત્વમાં લાવવી અલ્લાહનું મંજૂર હોય છે તે પદ્ધતિને નિશ્ચિત કરીને તેની ખબર સંબંધિત ફરિશ્તાઓને આપીને તેમને સુપુર્દ કરવામાં આવે છે, કારણ કે તે રાત આટલી બરકતવાળી છે અને કુર્આન નાઝિલ થવું સૌથી વધારે હિકમતવાળું કામ હતું તેથી તેના માટે પણ આ જ રાત ચૂંટી કાઢવામાં આવી અને આ કુર્આન એટલા માટે નાઝિલ કરવામાં આવ્યું કે) અમે રહમતના કારણે જે તમારા પરવરદિગાર તરફથી થાય છે તમને પયગમ્બર બનાવનારા હતા (જેથી તમારા મારફતે પોતાના બંદાઓને ચેતવણી આપે) બેશક ! તે સઘળું સાંભળનાર સઘળું જાણનાર છે (તેથી બંદાઓની કાળજી રાખે છે અને તે એવો છે) કે જે માલિક છે આસમાનો અને પૃથ્વીનો અને જે (મખ્લૂક) તે બંને વચ્ચે છે તેનો પણ જો તમે યકીન લાવવા ઈચ્છો (તો આ તવહીદની દલીલો યકીન લાવવા માટે પૂરતી મોજૂદ છે, આગળ તવહીદનો ખુલાસો છે કે) તેના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, તે જીવ નાંખે છે અને તે જ જીવ કાઢે છે, તે તમારો પણ પરવરદિગાર છે અને તમારા પૂર્વજોનો પણ પરવરદિગાર છે (અને આ ખુલાસા અને સ્પષ્ટતાનો તકાદો તો એ હતો કે તે લોકો તેને માની લે પરંતુ આ લોકો તો પણ માનતા નથી) અલબત્ત તેઓ (તવહીદ જેવી સચ્ચાઈ તરફથી) શંકામાં

(પડ્યા) છે, (અને દુનિયાના) ખેલ (તમાશા)માં પ્રવૃત્ત છે ! (આખિરતની ફિકર ચિંતા નથી કે સત્યનું સંશોધન કરે અને તેમાં ચિંતનથી કામ લે).

**મસ્અલા અને બોધપાઠ :**

**સૂરએ દુખાનની વિશિષ્ટતા :**

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિ જુમ્આની રાત્રે સૂરએ દુખાન પઢી લે તો સવારે તેના ગુનાહ મા'ફ થઈ ચૂક્યા હશે અને હઝરત ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિએ જુમ્આની રાત્રે અથવા દિવસમાં સૂરએ દુખાન પઢી લીધી, અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં ઘર બનાવશે.

*(કુર્તુબી, શુઅ્લબીની રિવાયતથી)*

પ્રસ્તુત આયતોમાં કુર્આનની શ્રેષ્ઠતા તથા અમુક ખાસ ગુણોનું વર્ણન છે, وَالْكِتَابِ الْمُبِينِ એટલે કે આ સ્પષ્ટ કિતાબ છે. તેનો ભાવાર્થ કુર્આન છે, આ આયતમાં અલ્લાહ તઆલાએ કુર્આનની કસમ ખાઈને ફરમાવ્યું છે કે તેને અમે એક મુબારક રાત્રે નાઝિલ કરી જેનો હેતુ ગાફેલ માનવોને જાગૃત કરવાનો છે, એ જ પ્રમાણેની કસમ આ જ શબ્દોની સાથે સૂરએ ઝુખ્રુફની શરૂઆતમાં પણ આવી ચૂકી છે ત્યાં તેનું વર્ણન આવી ચૂક્યું છે.

لَيْلَةٍ مُّبٰرَكَةٍ થી ભાવાર્થ જમહૂર તફસીરકારો સમીપ શબે કદ્ર છે જે રમઝાન મુબારકના અંતિમ અશ્રહ (રમઝાન માસના ૨૧માં રોઝાથી લઈ રમઝાન પૂર્ણ થતા સુધી)માં હોય છે. આ રાતને મુબારક એટલા માટે કહી છે કે તે રાત્રે અલ્લાહ તઆલા તરફથી પોતાના બંદાઓ ઉપર અગણિત ભલાઈઓ અને બરકતો ઉતરે છે અને કુર્આને કરીમ શબે કદ્રમાં ઊતરવું કુર્આનની સૂરએ કદ્રમાં ખુલાસાવાર આવ્યું છે. اِنَّا اَنْزَلْنٰهُ فِىْ لَيْلَةِ الْقَدْرِ (૯૭:૧) આનાથી જાહેર થયું કે અહીંયાં પણ "મુબારક રાત્રિ"થી ભાવાર્થ શબે કદ્ર જ છે અને એક હદીષમાં રસૂલે કરીમ ﷺથી એ પણ નકલ થયેલ છે કે અલ્લાહ તઆલાની જેટલી કિતાબો દુનિયાની શરૂઆતથી અંત સુધી પોતાના અંબિયા (અલૈ.) ઉપર નાઝિલ થઈ છે તે બધી જ રમઝાન માસની જ વિવિધ તારીખોમાં ઊતરી છે, હઝરત કતાદહ (રદિ.)એ હઝરત વાષિલા (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે રસૂલે કરીમ

ﷺએ ફરમાવ્યું કે ઈબ્રાહીમ (અલૈ.)ના સહીફા રમઝાનની પહેલી તારીખમાં અને તવરાત રમઝાનની છઠ્ઠી તારીખમાં અને ઝબૂર બારમી તારીખમાં, ઈન્જીલ અઢારમી તારીખમાં તથા કુર્આન ૨૪ તારીખ પસાર થયા પછી એટલે કે ૨૫ મીની રાત્રે નાઝિલ થયું. *(કુર્તુબી)*

કુર્આન શબે કદ્રમાં ઊતરવાનો મતલબ એ છે કે લવ્હે મહફૂઝ ઉપરથી સંપૂર્ણ કુર્આન દુનિયાના આસમાન ઉપર તે જ રાત્રે નાઝિલ કરી દેવામાં આવ્યું હતું, પછી ૨૩ વર્ષોની મુદતમાં થોડું થોડું રસૂલે કરીમ ﷺ ઉપર નાઝિલ થતું રહ્યું અને અમુક લોકોએ ફરમાવ્યું છે કે દરેક વર્ષે જેટલું કુર્આન નાઝિલ થવાનું નિશ્ચિત હતું એટલું જ શબે કદ્રમાં લવ્હે મહફુઝથી દુનિયાના આસમાન ઉપર નાઝિલ કરી દેવામાં આવતું હતું. *(કુર્તુબી)*

અમુક તફસીરકારો ઈકરીમા વગેરેથી નકલ થયેલ છે કે તેમણે આ આયતમાં لَيْلَةٍ مُّبَارَكَةٍ મુબારક રાત્રિનો ભાવાર્થ શબે બરા'ત એટલે કે અડધી શાબાનની રાતને ઠરાવી છે પરંતુ આ રાત્રે કુર્આન નાઝિલ થવું બીજી બધી જ કુર્આની નુસૂસ અને હદીષની રિવાયતોના વિરુદ્ધ છે. شَهْرُ رَمَضَانَ الَّذِىٓ اُنْزِلَ فِيْهِ الْقُرْاٰنُ (૨:૧૮૫)અને اِنَّآ اَنْزَلْنٰهُ فِىْ لَيْلَةِ الْقَدْرِ જેવી ખુલ્લી નુસૂસના હોવાથી કોઈ મજબૂત દલીલ વિના એવું કહી શકાતું નથી કે કુર્આન શબે બરા'તમાં નાઝિલ થયું, અલબત્ત શાબાનની ૧૫મી રાત્રે અમુક હદીષની રિવાયતોમાં શબે બરા'ત અથવા لَيْلَةِ الصَّكِّ ના નામથી ઓળખવામાં આવે છે અને આ રાતનું મુબારક હોવું અને તેમાં અલ્લાહ તઆલાની રહમતો નાઝિલ થવાનું વર્ણન છે, તેની સાથે સાથે અમુક રિવાયતોમાં એ વિષય પણ આવ્યો છે જે આ સ્થળે મુબારક રાત્રિના લક્ષણમાં વર્ણન થયો છે, એટલે કે فِيْهَا يُفْرَقُ كُلُّ اَمْرٍ حَكِيْمٍ ۝ اَمْرًا مِّنْ عِنْدِنَا આ રાત્રે દરેક હિકમતવાળી બાબતનો ફેંસલો અમારા તરફથી કરવામાં આવે છે, જેનો અર્થ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ એ વર્ણન કર્યો છે કે આ રાત જેમાં કુર્આન નાઝિલ થયું એટલે કે શબે કદ્ર; તેમાં જ મખ્લૂકો વિશે બધા જ અગત્યના હુકમો જેના ફેંસલા આ વર્ષે આગલી શબે કદ્ર સુધી ઉપસ્થિત થવાના છે નક્કી કરવામાં આવે છે કે કોણ કોણ આ વર્ષમાં પેદા થશે? કોણ કોણ વ્યક્તિ તેમાં મરશે ? કોને કેટલા પ્રમાણમાં રોજી આ વર્ષમાં આપવામાં આવશે ? તફસીરના બીજા ઈમામો હઝરત કતાદહ, મુજાહિદ વગેરેથી આવું જ નકલ થયું છે અને મહેદવીએ

ફરમાવ્યું કે તેનો અર્થ એ છે કે આ બધા જ ફેંસલા જે તકદીરે ઈલાહીમાં પ્રથમથી જ નક્કી હતા તે રાતમાં સંબંધિત ફરિશ્તાઓને સુપુર્દ કરવામાં આવે છે, કારણ કે કુર્આન અને સુન્નતની બીજી "નુસૂસ" એ બાબત ઉપર ગવાહ છે કે અલ્લાહ તઆલાએ આ ફેંસલો માનવની પેદાઈશથી પણ પહેલાં "અજલ"માં લખી દીધો છે તો આ રાત્રે તેના નક્કી કરવાનો ખુલાસો એ જ હોઈ શકે છે કે મોત અને રોજીને લાગુ પાડવું જે ફરિશ્તાઓ દ્વારા થાય છે આ રાત્રે તે વાર્ષિક હુકમો તેમને સુપ્રત કરી દેવામાં આવે છે. *(કુર્તુબી)*

કારણ કે અમુક રિવાયતોમાં હદીષમાં "શબે બરા'ત" એટલે કે શા'બાનની ૧૫ મી રાત વિશે પણ આવ્યું છે કે તેમાં જન્મ અને મોત તથા રોજીના ફેંસલા લખવામાં આવે છે તેથી અમુક લોકોએ પ્રસ્તુત આયતમાં આ મુબારક રાત્રિની તફસીર "લયલતુલ બરા'ત"ની પણ કરી છે પરંતુ એ સાચું નથી, કારણ કે અહીંયાં આ રાતમાં કુર્આનના નાઝિલ થવાનું ઝિક્ર સૌથી પહેલું છે અને તે રમઝાનમાં હોવું કુર્આનની નુસૂસ દ્વારા નિશ્ચિત છે અને શબે બરા'ત વિશે જે આ વિષય અમુક રિવાયતોમાં આવ્યો છે કે તેમાં રોજી અને ફેંસલા થાય છે પ્રથમ તો ઈબ્ને કષીર (રહ.)એ એના વિશે ફરમાવ્યું કે આ રિવાયત "મુરસલ" છે અને આવી રિવાયતો ખુલ્લી નુસૂસના મુકાબલામાં ભરોસાપાત્ર નથી હોઈ શકતી, એ જ પ્રમાણે કાઝી અબૂબક્ર બિન અરબી (રહ.)એ ફરમાવ્યું કે અડધી શા'બાનની રાત્રિ વિશે એવી કોઈ ભરોસાપાત્ર રિવાયત નથી જેનાથી સાબિત થાય કે રોજી તથા મોત અને જિંદગીના ફેંસલા તે રાત્રે થાય છે, બલકે તેમણે કહ્યું કે આ રાતની ફઝીલતમાં કોઈ ભરોસાપાત્ર હદીષ નથી આવી પરંતુ રૂહુલ મઆનીમાં એક વિના સનદની રિવાયત હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ વિશેની નકલ થઈ છે કે રોજી તથા મોત અને જિંદગી વગેરેના ફેંસલા અડધી શા'બાનની રાત્રે લખવામાં આવે છે અને શબે કદ્રમાં ફરિશ્તાઓના હવાલે કરવામાં આવે છે જો આ રિવાયત સાબિત થાય તો આ રીતે બંનેમાં સુમેળ થઈ જાય છે, નહિતર મૂળ વાત જે કુર્આન અને સહીહ હદીષોથી સાબિત છે તે એ જ છે કે સૂરએ દુખાનની આયતમાં "લયલહ મુબારકા" અને فِيهَا يُفْرَقُ (ફીહા યુફરિક) વગેરેના બધા શબ્દો શબે કદ્ર વિશે જ છે, રહી શબે બરા'તની ફઝીલતનો મા'મલો, બસ તે અલગ બાબત છે જે હદીષની અમુક રિવાયતોમાં નકલ થયેલ છે પરંતુ તે મોટા

ભાગે કમજોર છે એટલા જ માટે કાઝી અબૂબક બિન અરબી (રહ.)એ તે રાતની કોઈ ફઝીલતનો ઈન્કાર કર્યો છે જો કે શબે બરા'તની ફઝીલત (શ્રેષ્ઠતા)ની રિવાયતો ભલે સનદના આધારે કમજોરીથી કંઈ ખાલી નથી પરંતુ વર્ણન થવાની સંખ્યા અને રિવાયતોની સંખ્યાના આધારે તેને એક પ્રકારની શક્તિ પ્રાપ્ત થાય છે એટલા માટે ઘણા મશાઈખે તેનો સ્વીકાર કર્યો છે કારણ કે અમલની ફઝીલતોમાં ઝઈફ (કમજોર) રિવાયતો ઉપર અમલ કરી લેવાની પણ ગુંજાઈશ છે. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ દુખાન : આયત નં. ૧૦ થી ૧૬)

فَارْتَقِبْ يَوْمَ تَأْتِي السَّمَآءُ بِدُخَانٍ مُّبِينٍ ﴿١٠﴾ يَّغْشَى النَّاسَ ۖ هٰذَا عَذَابٌ اَلِيْمٌ ﴿١١﴾
رَبَّنَا اكْشِفْ عَنَّا الْعَذَابَ اِنَّا مُؤْمِنُوْنَ ﴿١٢﴾ اَنّٰى لَهُمُ الذِّكْرٰى وَقَدْ جَآءَهُمْ رَسُوْلٌ
مُّبِيْنٌ ﴿١٣﴾ ثُمَّ تَوَلَّوْا عَنْهُ وَقَالُوْا مُعَلَّمٌ مَّجْنُوْنٌ ﴿١٤﴾ اِنَّا كَاشِفُوا الْعَذَابِ قَلِيْلًا
اِنَّكُمْ عَآئِدُوْنَ ﴿١٥﴾ يَوْمَ نَبْطِشُ الْبَطْشَةَ الْكُبْرٰى ۚ اِنَّا مُنْتَقِمُوْنَ ﴿١٦﴾

## તરજુમો :

*બસ તમે રાહ જુઓ તે દિવસની કે આસમાન ખુલ્લો (દેખાતો) ધૂમાડો લાવે. (૧૦) જે લોકોને ઘેરી લે, આ કષ્ટદાયક અઝાબ છે. (૧૧) (ત્યારે લોકો કહેશે) હે પરવરદિગાર ! અમારા ઉપરથી આ આફત ખોલી દે (ટાળી દે), બેશક અમે ઈમાન લાવીએ છીએ. (૧૨) તેઓને ક્યાંથી સમજણ (બોધપાઠ) મળે ! અને તેમની પાસે સ્પષ્ટ સંભળાવનાર રસૂલ આવી ચૂક્યો! (૧૩) પછી તેનાથી પીઠ ફેરવી અને કહેવા લાગ્યા, શિખવાડેલો ચસકેલ છે. (૧૪) અમે આ અઝાબ થોડા સમય માટે ખોલી (ટાળી) આપીએ છીએ (તો પણ) અવશ્ય તમે તે જ કરશો. (૧૫) જે દિવસે અમે મોટી (ભારે કઠોર) પકડ કરીશું (ત્યારે) નિઃશંક ! અમે બદલો લેવાના છે.(૧૬)*

**તફસીર :**

(અને જ્યારે આ લોકો સત્ય સ્પષ્ટ થઈ ગયા છતાં નથી માનતા) બસ તમે (તેમના માટે) તે દિવસની રાહ જુઓ કે (જ્યારે) આસમાન તરફ એક નજરે દેખાતો ધૂમાડો પેદા થાય જે તે સૌ લોકો ઉપર છવાઈ જાય એ (પણ) એક દર્દનાક સજા છે (જે તેમને થશે, તેનાથી ભાવાર્થ અનાજનો દુષ્કાળ છે જેમાં મક્કાવાળા રસૂલે કરીમ ﷺની બદ્દુઆમાં સપડાઈ ગયા હતા અને આ બદ્દુઆ એક વખતે મક્કામાં થઈ હતી અને એક વખતે મદીનમાં અને કાયદો એ છે કે ભૂખની કઠોરતા અને દુષ્કાળમાં આસમાન અને જમીન વચ્ચે આંખોની સામે ધૂમાડા જેવું નજરે પડે છે, મતલબ કે મક્કાવાળા પોતાના પ્રાણોથી તંગ આવી ગયા અને કાકલૂદી કરવા લાગ્યા એટલા માટે આગાહી સ્વરૂપે કહેવામાં આવે છે કે તે સમયે અલ્લાહ તઆલાને વિનંતી કરશે કે) હે અમારા પરવરદિગાર! અમારાથી આ મુસીબતને દૂર કરી આપ અમે અવશ્ય ઈમાન લઈ આવીશું (એટલા માટે આગાહી એ રીતે પૂર્ણ થઈ કે અબૂ સુફિયાન અને બીજા કુરૈશીઓએ રસૂલે કરીમ ﷺને લખ્યું અને તેઓ જાતે પણ આવ્યા કે તમે દુઆ કરો અને સમામહ નામના યમામાના સરદારે કે જેણે અનાજ બંધ કરી દીધું હતું તેમને સમજાવી આપે તથા રૂહુલ મઆનીના કર્તાએ અબૂ સુફિયાનના ઈમાન લાવવાનો વાયદો પણ નકલ કર્યો છે, આગળ તેમનો આ વાયદો સાચા દિલથી ન હોવાનો ઈરશાદ થયો છે કે) તેમને (એનાથી) ક્યારે બોધપાઠ થાય છે (જેનાથી તેમના ઈમાનની અપેક્ષા કરવામાં આવે) જ્યારે કે (આનાથી પહેલાં) તેમની પાસે જાહેર શા'નવાળા પયગમ્બર આવ્યા (એટલે કે જેમની નુબુવ્વતની શા'ન જાહેર હતી) તો પણ આ લોકો તેનાથી બળવાખોરી કરતા રહ્યા અને એવું કહેતા રહ્યા કે (કોઈનું) શિખવાડેલું છે (અને) દીવાનો છે, (બસ જ્યારે આટલા મોટા રસૂલના આવવા ઉપર જેમની રિસાલતની દલીલોમાં કોઈ તા'વીલ જ નથી થઈ શકતી આ લોકો ઈમાન જ નથી લાવ્યા તો દુષ્કાળ આવવામાં અન્યાયી માણસ એવી પણ શક્યતા કાઢી શકે છે કે આ એક સામાન્ય ઘટના છે જે સ્વાભાવિક સ્વરૂપે પણ થાય છે અને કુફ્રની સજા સ્વરૂપે નથી; હવે તેમનાથી કેવી રીતે ઈમાન લાવવાની આશા રખાય ? તેમનું આવું કહેવું માત્ર કામચલાઉ સંજોગો આધારે છે પરંતુ ભલે) અમે (દલીલ પૂરી કરવા માટે) આ અઝાબને થોડો હટાવી લઈશું (પરંતુ)

તમે પોતાની એ જ (પ્રથમ) હાલત ઉપર આવી જશો (એટલા માટે આ આગાહી એ રીતે પૂર્ણ થઈ કે રસૂલે કરીમ ﷺએ દુઆ કરી અને વરસાદ થયો તથા સમામાને પણ પત્ર લખ્યો કે અનાજ આવવા દે અને મક્કાવાળાઓને છુટકારો પ્રાપ્ત થયો પરંતુ તેઓ ઈમાન તો શું લાવે ! બલકે આ નરમી અને પરાજિત પરિસ્થિતિ પણ જતી રહી, પછી તે જ જોર અને તે જ શોરબકોર અને "થોડો" એટલા માટે ફરમાવ્યું કે આ અઝાબ ટળવાની મુદત માત્ર દુનિયાની જિંદગી સુધી છે, મર્યા પછી જે મુસીબત આવશે તેનો ક્યારેય અંત નથી એટલા માટે ઈરશાદ છે કે) જે દિવસે અમે ઘણી સખત પકડમાં પકડીશું (તે દિવસે) અમે (પૂરેપૂરો) બદલો લઈ લઈશું (એટલે કે આખિરતમાં સંપૂર્ણ સજા થશે).

**મસ્અલા અને બોધપાઠ :**

પ્રસ્તુત આયતમાં જે دُخَانٍ مُّبِينٍ (દુખાનિમ્મુબીન) "દેખાતા ધૂમાડા"નું વર્ણન આગાહી સ્વરૂપે કરવામાં આવ્યું છે કે તમે રાહ જુઓ આ ખુલ્લો ધૂમાડો જે આસમાન ઉપર હશે અને લોકો ઉપર છવાઈ જશે, તેના વિશે સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)થી ત્રણ નિવેદનો નકલ થયા છે. પ્રથમ એ કે આ કયામતની નિશાનીઓમાંથી એક નિશાની છે જે કયામતની બિલકુલ નજીકમાં જાહેર થશે, આ નિવેદન હઝરત અલી મુર્તઝા (રદિ.), ઈબ્ને અબ્બાસ (રદિ.), ઈબ્ને ઉમર (રદિ.), અબૂ હુરયરહ (રદિ.) અને ઝૈદ બિન અલી (રદિ.), હસન બસરી (રહ.) તથા ઈબ્ને અબી મુલયકહ (રહ.) વગેરેનું છે અને હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) તથા હુઝયફા ઈબ્ને ઉસૈદ ગફ્ફારી (રદિ.)થી આ નિવેદન વિગતવાર વર્ણન કરવામાં આવ્યું છે જેની વિગત આગળ આવે છે.

બીજું નિવેદન એ છે કે આ આગાહી પૂર્ણ થઈ ચૂકી છે અને તે મક્કા મુકર્રમહના દુષ્કાળ સ્વરૂપે જાહેર થઈ ચૂકી છે, આ દુષ્કાળ જે રસૂલે કરીમ ﷺની બદદુઆથી તેમના ઉપર થોપવામાં આવ્યો હતો તેમાં તેઓ ભૂખે મરવા લાગ્યા, મરેલા ઢોર સુદ્ધાં ખાવા લાગ્યા, આસમાન ઉપર વરસાદના વાદળોના બદલે તેમને ધૂમાડો નજરે પડતો હતો. આ નિવેદન હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) વગેરેનું છે.

ત્રીજું નિવેદન એ છે કે આ ધૂમાડાથી ભાવાર્થ તે ધૂળની ડમરીઓ છે જે

મક્કા વિજયના દિવસે મક્કા મુકર્રમહના આસમાન ઉપર છવાઈ ગઈ હતી, આ નિવેદન અબ્દુર્રહમાન અઅ્રજ વગેરેનું છે. (કુર્તુબી) વધારે પ્રખ્યાત પ્રથમ બે નિવેદનો છે, ત્રીજા નિવેદન વિશે ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું, هٰذَا الْقَوْلُ غَرِيْبٌ جِدًّا بَلْ مُنْكَرٌ એટલે કે તે કમજોર નિવેદન છે, બાકી બંનેનું વર્ણન સહીહ હદીષોમાં આવ્યું છે, રૂહુલ મઆનીએ બીજા નિવેદનને અગ્રિમતા આપી છે અને ઉપરોક્ત તફસીરનો ખુલાસો બયાનુલ કુર્આનમાં પણ અપનાવવામાં આવ્યો છે, ઈબ્ને કષીર અને કુર્તુબી (રહ.)થી પ્રથમ નિવેદન અગ્રસ્થાને હોવાનું જણાય છે. વલ્લાહુ અઅ્લમુ. બંને નિવેદનોની રિવાયતો નીચે પ્રમાણે છે.

સહીહ મુસ્લિમમાં હઝરત હુઝયફા બિન ઉસૈદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ એક ઝરૂખેથી અમારા ઉપર દૃષ્ટિ કરી, અમે પરસ્પર કયામતની નિશાનીઓનું વર્ણન કરી રહ્યા હતા. આપ ﷺએ ફરમાવ્યું કે કયામત ત્યાં સુધી કાયમ થશે નહીં જ્યાં સુધી તમે દશ નિશાનીઓ ન જોઈ લો. (૧) સૂર્યનું પશ્ચિમ તરફથી ઊગવું, (૨) ધૂમાડા, (૩) દાબ્બતુલ અર્દ (એક પ્રાણી), (૪) યાજૂજ અને માજૂજનું નીકળવું, (૫) હઝરત ઈસા (અલૈ.)નું ઊતરવું, (૬) દજ્જાલનું નીકળવું અને ત્રણ જગ્યાએથી જમીનનું ધસી જવું, (૭) એક પૂર્વના સ્થળે જમીનનું ધસી જવું, (૮) બીજું પશ્ચિમના સ્થળે જમીનનું ધસી જવું અને (૯) અરબ ટાપુ ઉપર જમીનનું ધસી જવું અને (૧૦) આગ જે ઍડનના નીચાણથી નીકળશે અને લોકોને હાંકતી ચાલશે જ્યાં રાત્રે લોકો સૂવા માટે રોકાઈ જશે અને જ્યાં બપોરે આરામ માટે રોકાશે ત્યાં તે પણ રોકાઈ જશે. *(ઈબ્ને કષીર)*

ઈબ્ને જરીર (રહ.)એ અબૂ માલિક અશઅરી (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે હું તમને ત્રણ વસ્તુઓથી ડરાવું છું, એક દુખાન (એટલે કે ધૂમાડા) જે મો'મિન માટે માત્ર એક પ્રકારનું ઝુકામ પેદા કરશે અને કાફિરના બધા જ શરીરમાં ભરાઈ જશે એટલે સુધી કે તેમના શરીરના દરેક છિદ્રોમાંથી તે રેલાવા લાગશે અને બીજી વસ્તુ "દાબ્બહ" (એટલે કે દાબ્બતુલ અર્દ કોઈ અજબ પ્રકારનું પ્રાણી જમીનમાંથી નીકળશે) અને ત્રીજી બાબત દજ્જાલ. આ રિવાયતને ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું, هٰذَا اِسْنَادٌ جَيِّدٌ (ઝય્યિદ સનદોવાળી છે). આ જ વિષયની એક રિવાયત ઈબ્ને અબી હાતિમ (રહ.)ના હવાલાથી હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) દ્વારા પણ ઈબ્ને કષીર (રહ.)એ

નકલ કરી છે અને ઇબ્ને અબી હાતિમના હવાલાથી હઝરત અલી કર્રમલ્લાહુ વજૂહહુથી એ રિવાયત નકલ કરી છે કે ધૂમાડાની આગાહી પસાર નથી થઈ ચૂકી. (બલકે કયામતના નજીકના સમયે) આ ધૂમાડા મો'મિન માટે એક પ્રકારનું ઝુકામ (સર્દી) પેદા કરશે અને કાફિરોની અંદર ભરાઈ જશે એટલે સુધી કે તેમની ચામડીના દરેક છિદ્રોમાંથી નીકળવા લાગશે, આ જ પ્રકારનો વિષય ઇબ્ને જરીરના હવાલાથી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) અને ઇબ્ને અબ્બાસ (રદિ.)થી પણ નકલ થયો છે જેને નકલ કરીને ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું,

هٰذَا اِسْنَادٌ صَحِيْحٌ اِلَى ابْنِ عَبَّاسٍؓ حِبْرِ الْاُمَّةِ وَتَرْجُمَانِ الْقُرْاٰنِ وَهٰكَذَا قَوْلُ مَنْ وَافَقَهٗ مِنَ الصَّحَابَةِ وَالتَّابِعِيْنَؒ مَعَ الْاَحَادِيْثِ الْمَرْفُوْعَةِ مِنَ الصِّحَاحِ وَالْحِسَانِ وَغَيْرِهِمَا الَّتِىْ اَوْرَدُوْهَا مِمَّا فِيْهِ مَقْنَعٌ وَدَلَالَةٌ ظَاهِرَةٌ عَلٰى اَنَّ الدُّخَانَ مِنَ الْاٰيَاتِ الْمُنْتَظَرَةِ مَعَ اَنَّهٗ ظَاهِرُ الْقُرْاٰنِ (فَارْتَقِبْ يَوْمَ تَأْتِى السَّمَاءُ بِدُخَانٍ مُّبِيْنٍ) وَعَلٰى مَا فَسَّرَهُ ابْنُ مَسْعُوْدٍ اِنَّمَا هُوَ خَيَالٌ رَاَوْهُ فِىْ اَعْيُنِهِمْ مِنْ شِدَّةِ الْجُوْعِ وَالْجُهْدِ وَهٰكَذَا قَوْلُهٗ تَعَالٰى (يَغْشَى النَّاسَ) اَىْ يَتَغَشَّاهُمْ وَيَعُمُّهُمْ وَلَوْ كَانَ اَمْرًا خَيَالِيًّا يَخُصُّ مُشْرِكِىْ اَهْلِ مَكَّةَ لَمَا قِيْلَ فِيْهِ يَغْشَى النَّاسَ.

*"હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ઉમ્મતના મોટા વિદ્વાન અને કુર્આનના વિવરણકાર સુધી આ પ્રમાણો સાચા છે અને આ જ નિવેદન બીજા સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)નું છે જેઓ ઈબ્ને અબ્બાસ (રદિ.) સાથે અભિપ્રાયમાં સામ્યતા રાખે છે, તેની સાથે તે વિગતવારની હદીષો જેમાં અમુક સાચી, અમુક "હસન" છે તે પણ એ સાબિત કરવા માટે પૂરતી છે કે "દુખાન" (ધૂમાડો) તે કયામતની નિશાનીઓમાંથી છે જેની રાહ જોવાઈ રહી છે હજુ આવી નથી, ખાસ કરીને જ્યારે કે કુર્આનના જાહેર શબ્દો પણ એ બાબત ઉપર સાક્ષી છે અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની તફસીર પ્રખ્યાત છે, જે ધૂમાડાનું વર્ણન છે તે તો એક ભ્રમ હતો જે ભૂખની કઠોરતાના કારણે તેમની આંખોએ અનુભવ્યો હતો, એટલા માટે શબ્દ* يَغْشَى النَّاسَ *અસંભવ જણાય છે,*

*કારણ કે આ ધૂમાડાની ભ્રમણા તો મક્કાના લોકો માટે ખાસ હતી અને يَغْشَى النَّاسَ ના શબ્દો એવું બતાવે છે કે તે તમામ લોકો ઉપર જાહેર સ્વરૂપે છવાઈ જશે."*

પ્રથમ એટલે કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)ની રિવાયત સહીહૈન, મુસ્નદે અહમદ, તિરમિઝી અને નસાઈ વગેરેમાં આ રીતે આવી છે, હઝરત મસરૂકે રિવાયત કરી છે કે એક દિવસે અમે કુફાની મસ્જિદમાં દાખલ થયા જે કિન્ડાહના દરવાજાઓ પાસે છે, ત્યાં જોયું કે એક વઅ્ઝ (ભાષણ) કરનાર લોકોને વઅ્ઝ સંભળાવી રહ્યો હતો અને આ આયત એટલે કે يَوْمَ تَأْتِي السَّمَاءُ بِدُخَانٍ مُّبِينٍ વિશે તેણે શ્રોતાઓને પ્રશ્ન કર્યો કે તમે જાણો છો કે આ "દુખાન" (ધૂમાડા)થી શું ભાવાર્થ છે ? પછી કહ્યું કે આ એક ધૂમાડો હશે જે કયામતના દિવસે નીકળશે જે મુનાફિકોના કાનો અને આંખોને લઈ લેશે (ખૂંચવી લેશે) અને મો'મિનને તેનાથી માત્ર શરદી જેવી પરિસ્થિતિ ઉત્પન્ન થશે.

મસરૂક કહે છે કે વઅ્ઝ કરનારની આવી વાત સાંભળી અમે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) પાસે ગયા અને તેમને વર્ણન કર્યું, તેઓ સૂતા હતા, ગભરાઈને ઉઠ્યા અને ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ તમારા નબી ﷺને આ હિદાયત કરી છે, قُلْ مَا أَسْأَلُكُمْ عَلَيْهِ مِنْ أَجْرٍ وَمَا أَنَا مِنَ الْمُتَكَلِّفِينَ (૩૮:૮૬) એટલે કે હું તમારાથી તમારી સેવા, તા'લીમ અને તબ્લીગનું કોઈ વળતર નથી માંગતો અને ન જ હું તે લોકોમાંથી છું જેઓ કોઈ જૂઠી વાત ઘડી કાઢે એટલા માટે જ્ઞાનનો તકાદો છે કે વ્યક્તિ જે વસ્તુને નથી જાણતો તેના વિશે સાફ સાફ કહી આપે કે હું નથી જાણતો, તેનું જ્ઞાન અલ્લાહને જ છે. (વાતને પોતાના તરફથી ઘડી ન કાઢે) પછી ફરમાવ્યું કે હવે તમને આ આયતની તફસીરની એક ઘટના સંભળાવું છું, તે એ કે જ્યારે કુરૈશે રસૂલે કરીમ ﷺના ઈસ્લામના આમંત્રણને સ્વીકારવાથી ઈન્કાર કર્યો અને પોતાના કુફ્ર ઉપર હઠાગ્રહ કર્યો તો રસૂલે કરીમ ﷺએ તેમના માટે બદ્દુઆ કરી કે યા અલ્લાહ ! તેમના ઉપર એવો દુષ્કાળ નાંખી દે જેવો કે તેં હઝરત યૂસુફ (અલૈ.)ના સમયમાં નાંખ્યો હતો, આ બદ્દુઆની અસર એવી થઈ કે તે લોકો સખત દુકાળમાં સપડાઈ ગયા એટલે સુધી કે હાડકાં અને મરેલા ઢોર સુદ્ધાં ખાવા લાગ્યા, તે લોકો આસમાન તરફ નજરો ઉઠાવતા હતા તો ધૂમાડા સિવાય ક્યાંય કશું નજરે પડતું ન હતું અને એક

રિવાયતમાં છે કે તેમનો કોઈ વ્યક્તિ આસમાન તરફ નજર ઉઠાવતો હતો ત્યારે ભૂખની કઠોરતાથી તેને ધૂમાડા જેવું નજરે પડતું (ભ્રમ થતો), ત્યારબાદ અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ દલીલોમાં આ આયત તિલાવત કરી, فَارْتَقِبْ يَوْمَ تَاْتِى السَّمَآءُ بِدُخَانٍ مُّبِيْنٍ જ્યારે આ પ્રસંગ ઉપસ્થિત થયો તો લોકો રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા અને દરખાસ્ત કરી કે પોતાના કબીલએ મુઝર માટે વરસાદની દુઆ કરો નહિતર તે બધા નાશ પામશે, રસૂલે કરીમ ﷺએ દુઆ કરી તો અલ્લાહ તઆલાએ વરસાદ વરસાવ્યો, એના ઉપર આ આયત નાઝિલ થઈ, اِنَّا كَاشِفُوا الْعَذَابِ قَلِيْلًا اِنَّكُمْ عَآئِدُوْنَ એટલે કે અમે તમારા ઉપરથી આ અઝાબને થોડા દિવસ માટે હટાવી લઈએ છીએ (પરંતુ જ્યારે તમે મુસીબતથી છુટકારો પામશો) તો ફરી પોતાના કુફ્ર તરફ પાછા ફરશો; તેથી એવું જ થયું, પછી તેઓ પોતાની પાછલી હાલત તરફ પાછા ફર્યા તો અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ કરી, يَوْمَ نَبْطِشُ الْبَطْشَةَ الْكُبْرٰى اِنَّا مُنْتَقِمُوْنَ એટલે કે જે દિવસે અમે કઠોર પકડમાં પકડીશું તે દિવસથી ડરો. પછી ઈબ્ને મસઊદ (રદિ.)એ કહ્યું કે આ بَطْشَةِ كُبْرٰى એટલે કે મોટી સખત પકડ ગઝ્‌વએ બદ્રમાં થઈ ચૂકી, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ આ ઘટના નકલ કર્યા પછી ફરમાવ્યું કે પાંચ વસ્તુઓ પસાર થઈ ચૂકી છે, એટલે કે (૧) ધૂમાડો, (૨) રૉમનો(ની હાર), (૩) ચંદ્ર(નું ટૂકડા કરવું), (૪) ઘેરાઈ જવું અને (૫) લિઝામ. (ઈબ્ને કષીર) "દુખાન"નો ભાવાર્થ આ તફસીર પ્રમાણે મક્કાનો દુષ્કાળ છે અને રૉમથી ભાવાર્થ તે આગાહી છે જે સૂરએ રૂમમાં તેમના વિજય વિશે આવી છે. وَهُمْ مِّنْۢ بَعْدِ غَلَبِهِمْ سَيَغْلِبُوْنَ અને ચંદ્રથી ભાવાર્થ ચંદ્રના ટૂકડા કરવું છે જેનું વર્ણન اِقْتَرَبَتِ السَّاعَةُ وَانْشَقَّ الْقَمَرُ માં છે અને بَطْشَةُ(ભારે સખત પકડ) પ્રસ્તુત તફસીર પ્રમાણે ગઝ્‌વએ બદ્રમાં કુરૈશના કાફિરોનો અંજામ છે અને લિઝામથી ઈશારો આ આયત તરફ છે, فَسَوْفَ يَكُوْنُ لِزَامًا "હવે જ્યારે તમે (સત્યને) જૂઠાડ્યું તો અઝાબ તમારા ઉપરથી ટળવાનો નથી." (૨૫:૭૭)

પ્રસ્તુત આયતોમાં વિચાર કરો તો તેમાં અમુક આગાહીઓ છે, પ્રથમ ધૂમાડાનું આસમાન ઉપર જાહેર થવું અને બધા લોકો ઉપર છવાઈ જવું, બીજું મુશ્રિકોનું આ અઝાબથી લાચાર થઈને ઈમાનનો વાયદો કરીને અલ્લાહ તઆલા પાસે દુઆ માંગવી અને ત્રીજું તેમના વાયદાનું જૂઠા હોવું અને પાછળથી ફરી જવું,

ચોથું અલ્લાહ તઆલાનું તેમના જૂઠા વાયદા ઉપર પણ હુજ્જત પૂર્ણ કરવા માટે અમુક સમય સુધી તેમના ઉપરથી અઝાબનું હટાવી લેવું અને એવું બતાવી દેવું કે તમે આ વાયદા ઉપર કાયમ રહેવાના નથી, પાંચમું ફરી બીજીવાર તેમને સખત પકડમાં પકડી લેવું. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)ની તફસીર પ્રમાણે આ બધી જ આગાહીઓ પૂર્ણ થઈ ચૂકી છે. પ્રથમ ચાર તો મક્કાવાળાઓ ઉપર સખત દુષ્કાળ થોપીને અને પછી તેને દૂર કરવામાં પૂરી થઈ અને પાંચમી ગઝ્વએ બદ્રમાં પૂરી થઈ પરંતુ આ તફસીર કુર્આનના જાહેર શબ્દોથી એવી દૂર જણાય છે કે ભૂખની કઠોરતાના કારણે આસમાન ઉપર ભ્રામક ધૂમાડો નજરે પડવાને કુર્આને કરીમે تَأْتِي السَّمَاءُ (આકાશ આવશે) અને دُخَانٍ مُّبِينٍ (ખુલ્લો ધૂમાડો) અને يَغْشَى النَّاسَ (લોકોને ઘેરી લેશે)ના શબ્દોથી ઓળખાવ્યું છે, કારણ કે દેખીતી રીતે તે શબ્દોથી જાહેર આસમાન ઉપર ખુલ્લો ધૂમાડો છવાઈ જવું અને બધા લોકોનું તે ધૂમાડાથી પ્રભાવિત થવાનું જણાય છે. પ્રસ્તુત તફસીરમાં ન તો આસમાન ઉપર ધૂમાડાનું છવાઈ જવું સાબિત થાય છે અને ન જ લોકોનું એ ધૂમાડાથી પ્રભાવિત થવાનું જણાય છે બલકે આ ધૂમાડો દેખાવું તો પોતે તેમની પોતાની મુસીબતની કઠોરતાની અસર હતી એટલા માટે હાફિઝ ઈબ્ને કષીર (રહ.)એ કુર્આનના જાહેર શબ્દો પ્રમાણે એ બાબતને અગ્રિમતા આપી છે કે આ "દુખાનુમ્મુબીન" (જાહેર સ્પષ્ટ ધૂમાડો) કયામતની નિશાનીઓમાંથી છે અને તેને અગ્રિમતા એટલા માટે પણ આપી છે કે આ રિવાયત મરફૂઆથી સાબિત છે તે માત્ર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)નું પોતાનું નિવેદન છે પરંતુ આ તફસીર ઉપર દેખીતી રીતે إِنَّا كَاشِفُوا الْعَذَابِ قَلِيلًا إِنَّكُمْ عَائِدُونَ થી એ શંકા થાય છે કે કયામતમાં તો કાફિરો ઉપરથી કોઈ અઝાબ હટાવવામાં આવશે નહીં, અહીંયાં અમુક દિવસ માટે અઝાબ હટાવી દેવાનું વર્ણન કેવી રીતે ઠીક ગણાય ? ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે તેના બે ભાવાર્થ હોઈ શકે છે, એક એ કે તેનાથી ભાવાર્થ એ હોય કે જો અમે તમારા કહેવા પ્રમાણે અઝાબ હટાવી દઈએ અને તમને પાછા દુનિયામાં મોકલીએ તો તમે ફરી તે જ કુફ્ર અને ઈન્કાર કરવા લાગશો જેમકે બીજી એક આયતમાં આ જ વિષય આ પ્રમાણે આવ્યો છે. وَلَوْ رَحِمْنَاهُمْ وَكَشَفْنَا مَا بِهِمْ مِنْ ضُرٍّ لَلَجُّوا فِي طُغْيَانِهِمْ يَعْمَهُونَ (૨૩:૭૫) અને એક અન્ય આયતમાં ફરમાવ્યું, وَلَوْ رُدُّوا لَعَادُوا لِمَا نُهُوا عَنْهُ (૬:૨૮) બીજો ભાવાર્થ એ હોઈ

શકે છે કે كَاشِفُوا الْعَذَابِ માં كَشْفِ عَذَابٍ થી ભાવાર્થ એ હોય કે જો કે અઝાબ આવવાના કારણો સંપૂર્ણ થઈ ચૂક્યા અને અઝાબ તમારી પાસે આવી ચૂક્યો છે પરંતુ અમુક દિવસ માટે અમે તેને મુલતવી કરી આપીએ છીએ, જેમકે કોમે યૂનુસ (અલૈ.) વિશે આવ્યું છે. كَشَفْنَا عَنْهُمُ الْعَذَابَ જ્યારે કે કોમે યૂનુસ (અલૈ.) ઉપર અઝાબ આવી ચૂક્યો ન હતો, માત્ર અઝાબના ચિહ્નો નજરે પડ્યા હતા, તેને كَشْفِ عَـــذَابٍ થી ઓળખાવવામાં આવ્યું છે. ખુલાસો એ છે કે જો ધૂમાડાની આગાહીને કયામતની નિશાનીઓમાં સામેલ કરી લેવામાં આવે તો كَاشِفُوا الْعَذَابِ ના શબ્દોથી તેના ઉપર કોઈ શંકા નથી રહેતી અને આ તફસીર ઉપર يَوْمَ نَبْطِشُ الْبَطْشَةَ الْكُبْرٰى થી ભાવાર્થ કયામતની પકડ હશે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની તફસીરમાં જે ગઝ્વએ બદ્રની પકડને ફરમાવ્યું છે તે પોતાની જગ્યાએ સાચું છે તે પણ એક સખત પકડ જ હતી પરંતુ તેનાથી એ જરૂરી નથી બનતું કે આગળ કયામતમાં તેનાથી મોટી પકડ ન થાય અને એમાં પણ કંઈ અસંભવ નથી જણાતું કે કુર્આને કરીમે મક્કાના કાફિરોને એક આવનારા અઝાબથી આ આયતોમાં ડરાવ્યા હોય, ત્યારબાદ જે પણ અઝાબ તેમના ઉપર આવ્યો તેને કોઈને કોઈ દરજ્જામાં તેનું સમર્થન સમજીને સહાબએ કિરામ (રદિ.)એ આ આયતોનું વર્ણન કરી દીધું હોય જેનાથી તે કયામતની નિશાનીઓમાંથી હોવાનો નકાર થતો નથી, જેમકે રૂહુલ મઆનીમાં અલ્લામહ સુફ્ફારીની (રહ.)ની કિતાબ اَلْبُحُوْرُ الزَّاخِرَةُ ના હવાલામાં પોતે હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત થઈ છે.



هُمَا دُخَانَانِ مَضٰى وَاحِدٌ وَالَّذِىْ بَقِىَ يَمْلَأُ مَابَيْنَ السَّمَاءِ وَالْاَرْضِ وَلَا يُصِيْبُ الْمُؤْمِنَ اِلَّا بِالزُّكْمَةِ وَاَمَّا الْكَافِرُ فَيَشُقُّ مَسَامِعَهُ فَيَبْعَثُ اللّٰهُ تَعَالٰى عِنْدَ ذٰلِكَ الرِّيْحَ الْجُنُوْبَ مِنَ الْيَمَنِ فَتَقْبِضُ رُوْحَ كُلِّ مُؤْمِنٍ وَّيَبْقٰى شِرَارُ النَّاسِ. (روح)

*"دُخَـــانٌ (દુખાન) "ધૂમાડા" બે છે, એક આવી ચૂક્યો (એટલે કે મક્કાના દુષ્કાળના સમયે) અને બીજો જે બાકી છે તે આસમાન અને જમીનના વચ્ચેના અવકાશને ભરી દેશે અને મો'મિનોને તેનાથી માત્ર શરદીની પરિસ્થિતિ ઉત્પન્ન થશે અને કાફિરોના શરીરના બધા જ છિદ્રોને ફાડી નાંખશે, તે સમયે અલ્લાહ*

તઆલા યમન તરફથી દક્ષિણની હવા મોકલી આપશે જે દરેક મો'મિનની રૂહ કબ્જે કરી લેશે અને માત્ર કાફિરો અને લોકોમાંના બુરા માણસો બાકી રહી જશે."

જો કે રૂહુલ મઆનીના કર્તાએ પોતાની આગવી તફસીર પ્રમાણે આ રિવાયતની ખરાઈ વિશે પોતાની શંકા જાહેર કરી છે પરંતુ આ રિવાયત સાબિત થઈ જાય તો જવાહિરે કુર્આન (કુર્આનના જાહેર શબ્દો) અને હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.)ની રિવાયત વચ્ચે કોઈ વિરોધાભાસ રહેતો નથી. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ દુખાન : આયત નં. ૧૭ થી ૩૩)

وَلَقَدْ فَتَنَّا قَبْلَهُمْ قَوْمَ فِرْعَوْنَ وَجَآءَهُمْ رَسُوْلٌ كَرِيْمٌ ﴿١٧﴾ اَنْ اَدُّوْٓا اِلَيَّ عِبَادَ اللّٰهِ ۖ
اِنِّيْ لَكُمْ رَسُوْلٌ اَمِيْنٌ ﴿١٨﴾ وَّاَنْ لَّا تَعْلُوْا عَلَى اللّٰهِ ۚ اِنِّيْٓ اٰتِيْكُمْ بِسُلْطٰنٍ مُّبِيْنٍ ﴿١٩﴾
وَاِنِّيْ عُذْتُ بِرَبِّيْ وَرَبِّكُمْ اَنْ تَرْجُمُوْنِ ﴿٢٠﴾ وَاِنْ لَّمْ تُؤْمِنُوْا لِيْ
فَاعْتَزِلُوْنِ ﴿٢١﴾ فَدَعَا رَبَّهٗٓ اَنَّ هٰٓؤُلَآءِ قَوْمٌ مُّجْرِمُوْنَ ﴿٢٢﴾ فَاَسْرِ بِعِبَادِيْ لَيْلًا
اِنَّكُمْ مُّتَّبَعُوْنَ ﴿٢٣﴾ وَاتْرُكِ الْبَحْرَ رَهْوًا ۗ اِنَّهُمْ جُنْدٌ مُّغْرَقُوْنَ ﴿٢٤﴾ كَمْ تَرَكُوْا مِنْ
جَنّٰتٍ وَّعُيُوْنٍ ﴿٢٥﴾ وَّزُرُوْعٍ وَّمَقَامٍ كَرِيْمٍ ﴿٢٦﴾ وَّنَعْمَةٍ كَانُوْا فِيْهَا فٰكِهِيْنَ ﴿٢٧﴾
كَذٰلِكَ ۖ وَاَوْرَثْنٰهَا قَوْمًا اٰخَرِيْنَ ﴿٢٨﴾ فَمَا بَكَتْ عَلَيْهِمُ السَّمَآءُ وَالْاَرْضُ وَمَا
كَانُوْا مُنْظَرِيْنَ ﴿٢٩﴾ وَلَقَدْ نَجَّيْنَا بَنِيْٓ اِسْرَآءِيْلَ مِنَ الْعَذَابِ الْمُهِيْنِ ﴿٣٠﴾
مِنْ فِرْعَوْنَ ۗ اِنَّهٗ كَانَ عَالِيًا مِّنَ الْمُسْرِفِيْنَ ﴿٣١﴾ وَلَقَدِ اخْتَرْنٰهُمْ عَلٰى عِلْمٍ
عَلَى الْعٰلَمِيْنَ ﴿٣٢﴾ وَاٰتَيْنٰهُمْ مِّنَ الْاٰيٰتِ مَا فِيْهِ بَلٰٓؤٌا مُّبِيْنٌ ﴿٣٣﴾

**તરજુમો :**

અને અમે તેમનાથી પહેલાં ફિરઔનની કોમને અજમાવી ચૂક્યા છે અને

*તેમની પાસે ઈજ્જતવાળો રસૂલ આવ્યો હતો. (૧૭) કે અલ્લાહના બંદાઓ (બની ઈસ્રાઈલ)ને (મારા) હવાલે કરો હું તમારી પાસે આવ્યો છું મોકલેલો, ભરોસાપાત્ર. (૧૮) અને એ કે અલ્લાહ સમક્ષ શિરજોરી ન કરો હું તમારી પાસે ખુલ્લી સનદ (પ્રમાણ) લાવું છું. (૧૯) અને હું શરણ (આશ્રય) લઈ ચૂક્યો પોતાના પરવરદિગાર અને તમારા પરવરદિગારથી એ વાતથી કે તમે મને સંગસાર કરી (પથ્થર મારી મારીને મારી) નાંખો. (૨૦) અને જો તમે મારા ઉપર યકીન નથી કરતા તો મારાથી દૂર થઈ જાઓ. (૨૧) પછી પોતાના પરવરદિગારથી દુઆ કરી કે આ લોકો ગુનેહગાર છે. (૨૨) પછી રાત્રે મારા બંદાઓને લઈને નીકળો; અલબત્ત તેઓ તમારો પીછો કરશે. (૨૩) અને દરિયાને સ્થિર થયેલો છોડી જાઓ અલબત્ત તે લશ્કર ડૂબનારું છે. (૨૪) ઘણા બગીચાઓ અને ઝરણાઓ છોડી ગયા. (૨૫) અને ખેતીઓ અને ઉમદા ઘરો. (૨૬) અને આરામનો સામાન જેમાં તેઓ મોજમજા કરતા હતા. (૨૭) એવું જ થયું અને તે બધું અમે એક બીજી કોમના હાથ લગાડી દીધું (વારસ બનાવી દીધા). (૨૮) પછી તેમના ઉપર આસમાન અને જમીન રડ્યા નહીં અને તેમને મહોલત ન મળી. (૨૯) અને અમે બની ઈસ્રાઈલને અપમાનિત કરનાર મુસીબતથી છુટકારો આપ્યો. (૩૦) જે ફિરઔન તરફથી હતી, બેશક ! તે ચઢેલો (અહંકારી) હદથી વધી જનાર હતો. (૩૧) અને અમે તેમને (બની ઈસ્રાઈલને) જાણીબૂઝીને દુનિયાના લોકોમાં પસંદ કર્યા. (૩૨) અને અમે તેમને નિશાનીઓ આપી જેમાં ઉઘાડી મદદ હતી. (૩૩)*

**તફસીર :**

અને અમે તેમનાથી અગાઉ ફિરઔનની કોમને અજમાવ્યા હતા અને (તે અજમાયશ એ હતી કે) તેમની પાસે એક સન્માનનીય પયગમ્બર (એટલે કે હઝરત મૂસા અલૈ.) આવ્યા હતા (પયગમ્બરના આવવાથી અજમાયશ એ થાય છે કે કોણ ઈમાન લાવે છે અને કોણ નથી લાવતું અને તેમણે આવીને ફિરઔન અને ફિરઔનની કોમને કહ્યું) કે તે અલ્લાહના બંદાઓ (એટલે કે બની ઈસ્રાઈલ)ને (જેમને તમે જાતજાતની તકલીફોમાં સપડાવી રાખ્યા છે) મારા હવાલે કરી આપો (અને તેમનાથી હાથ ધોઈ નાંખો કે હું જ્યાં અને જેવી રીતે

યોગ્ય સમજું તેમને આઝાદ કરીને રાખું) હું તમારા તરફ (અલ્લાહ તઆલાનો) મોકલેલો છું (અને) પ્રમાણિક છું, (કોઈ વાત વહીથી ઓછી વધતી નથી કરતો, જે હુકમ થાય છે પહોંચાડું છું બસ તમારે માનવું જોઈએ) અને એ (પણ કહ્યું) કે અલ્લાહથી શિરજોરી ન કરો (ઉપરોક્ત હુકૂકૂલ ઈબાદનો હુકમ હતો, અહીંયાં અલ્લાહ તઆલાના હકનું વર્ણન છે), હું તમારી સામે એક સ્પષ્ટ દલીલ (પોતાની નુબુવ્વતની) રજુ કરું છું (તેનાથી ભાવાર્થ લાઠી અને ચળકતા હાથના મોઅ્જિઝા છે) અને (જ્યારે ફિરઔન અને ફિરઔનવાળાઓએ ન માન્યું બલકે પરસ્પર તેમને કતલ કરવાનો મશ્વરો થયો તે સમયે તે સાંભળીને મૂસા અલૈ.એ કહ્યું કે) હું પોતાના પરવરદિગાર અને તમારા પરવરદિગારનું શરણ લઉં છું એનાથી કે તમે લોકો મને પથ્થર (વગેરે)થી મારી નાંખો અને જો તમે મારા ઉપર ઈમાન નથી લાવતા તો તમે મારાથી અળગા જ રહો (એટલે કે મને તકલીફ પહોંચાડવાનો પ્રયાસ ન કરો, કારણ કે મને તો કોઈ નુકસાન પહોંચશે નહીં, મને તો અલ્લાહે વાયદો કર્યો છે ....فَلَا يَصِلُونَ اِلَيْكُمَا પરંતુ તમારો અપરાધ વધારે સખત થઈ જશે તેથી હું તમારી ભલાઈ ખાતર કહું છું કે એવું ન કરો પરંતુ તે લોકો ક્યાં માનવાના હતા !?) ત્યારે મૂસા (અલૈ.)એ પોતાના પરવદગારથી દુઆ કરી કે આ ઘણા સખત અપરાધી લોકો છે (કે અપરાધથી અટકતા નથી હવે તેમનો ફૈસલો કરી નાંખ, હુકમ થયો કે અમે દુઆ કબૂલ કરી અને તેમના ફૈસલાનો સમય આવી ગયો) તો હવે મારા બંદાઓ(એટલે કે બની ઈસ્રાઈલ)ને તમે રાતોરાત લઈને ચાલ્યા જાઓ (કારણ કે) તમારા લોકોનો (ફિરઔન તરફથી) પીછો (પણ) થશે (એટલા માટે રાત્રે નીકળી જવાથી એટલા દૂર તો નીકળી જશો કે પીછો કરનાર તમને પામી શકે નહીં) અને (મુસાફરીના સમયે જે સમુદ્ર માર્ગમાં પડશે) તમે તે સમુદ્રને (પ્રથમ લાઠી મારજો કે તે સુકાઈને માર્ગ આપી દેશે, પછી સામે પાર ઊતર્યા બાદ જ્યારે તેને તે જ હાલત ઉપર જુઓ તો ચિંતા ન કરજો કે એ જ રીતે ફિરઔન પણ કદાચ પાર થઈ જશે ! બલકે તમારે તેને એ જ) સ્થિર હાલતમાં (એટલે કે પાણી હટી જવા અને માર્ગના સુક્કા થઈ જવાની જે સમુદ્રની પરિસ્થિતિ ઉત્પન્ન થઈ છે એ જ પરિસ્થિતિ ઉપર) છોડી દેજો (અને નચિંત રહેજો, કારણ કે તેના આવી હાલતમાં રહેવાની એ હિકમત છે કે) તે (ફિરઔનીઓ)નું સમગ્ર લશ્કર (તે દરિયામાં) ડૂબાડવામાં આવશે (એ પ્રમાણે કે

તેઓ તેમાં ઘુસી જશે અને જ્યારે તેમાં આવી જશે તો ચારે બાજુથી પાણી ભેગું થઈ જશે એટલા માટે એવું જ થયું કે મૂસા અલૈ. પાર થઈ ગયા અને ફિરઔનીઓ ડૂબી ગયા અને) તે લોકો કેટલાંય બગીચાઓ અને (કેટલાય) ઝરણાંઓ (એટલે કે નહેરો) અને (કેટલીય) ખેતીઓ અને (કેટલાય) ઉમદા મકાનો (અને કેટલોય) આરામનો સામાન જેમાં તેઓ ખુશ રહ્યા કરતા હતા છોડી ગયા, (આ બધું) એ જ પ્રમાણે બન્યું અને અમે એક બીજી કોમને તેમના માલિક બનાવી દીધા (ભાવાર્થ બની ઈસ્રાઈલ છે) બસ (કારણ કે તેઓ અત્યંત નીંદાપાત્ર કોમ હતી એટલા માટે) ન તો તેમના ઉપર આસમાન અને જમીનને રડવું આવ્યું અને ન જ તેમને (અઝાબથી કંઈક) મહોલત આપવામાં આવી (એટલે કે જો થોડું વધારે જીવ્યા હોત તો જહન્નમના અઝાબથી થોડા દિવસ બચેલા રહ્યા હોત) અને અમે (આ રીતે) બની ઈસ્રાઈલને સખત અપમાનના અઝાબ એટલે કે ફિરઔન(ના જુલમ)થી છુટકારો અપાવ્યો, ખરેખર તે (ફિરઔન) ઘણો બળવાખોર (અહંકારી અને બંદા તરીકેની) હદથી વધી જનારાઓમાંથી હતો (એક નેઅ્મત તો બની ઈસ્રાઈલ ઉપર આ થઈ) અને (તે ઉપરાંત) અમે બની ઈસ્રાઈલને (બીજી પણ નેઅ્મતો આપીને) પોતાના જ્ઞાન (અને હિકમત)ની રૂએ (અમુક બાબતોમાં બધી) દુનિયાવાળાઓ ઉપર (અથવા બધી જ બાબતોમાં મખ્લૂકના એક મોટા વિભાગ ઉપર દાખલા તરીકે તે સમયના લોકો ઉપર) શ્રેષ્ઠતા બખ્શી અને (તે નેઅ્મતોના ઈનામ થવા ઉપરાંત અલ્લાહ તઆલાની કુદરત ઉપર દલીલ પણ હતી જેનો ખુલાસો એ છે કે) અમે તેમને (પોતાની કુદરતની) એવી (મોટી મોટી) નિશાનીઓ આપી જેમાં ઉઘાડા ઈનામ (જોવા મળતા) હતા (એટલે કે જે અહેસાનો તેમના ઉપર કરવામાં આવ્યા તેમાં તે લક્ષણો જોવા મળતા હતા, ઈનામ હોવું પણ અને કુદરતની દલીલ હોવું પણ, પછી તેમને એવી નેઅ્મતો આપી હતી જેમકે ફિરઔનથી છુટકારો અપાવવો અને અમુક એવી નેઅ્મતો હતી જેમકે જ્ઞાન, કિતાબ, મોઅ્જિઝાઓ, કુદરતના સાક્ષાત્કારો વગેરે).

## મસ્અલા અને બોધપાઠ :

وَاِنِّیْ عُذْتُ بِرَبِّیْ وَرَبِّکُمْ اَنْ تَرْجُمُوْنِ (હું મારા પરવરદિગાર અને તમારા પરવરદિગારનું શરણ લઉં છું એનાથી કે તમે મને "રજમ" કરો.) "રજમ"નો

અર્થ "સંગસાર કરવો" એટલે કે પથ્થરથી મારી મારીને મારી નાંખવાનો પણ થાય છે અને કોઈને ગાળ આપવાનો તથા બુરું ભલું કહેવાનો પણ. અત્રે બંને અર્થો ભાવાર્થ સ્વરૂપે હોઈ શકે છે પરંતુ પ્રચલિત એ છે કે અહીંયાં સંગસાર કરવું ભાવાર્થ સ્વરૂપે છે, કારણ કે ફિરઔનની કોમ હઝરત મૂસા (અલૈ.)ને કતલ વગેરેની ધમકીઓ આપી રહી હશે.

وَاتْرُكِ الْبَحْرَ رَهْوًا (અને સમુદ્રને સ્થિર સ્થિતિમાં છોડી આપો.) رَهْوً (રહવુન)નો અર્થ "સ્થિર" થાય છે, વાસ્તવમાં હઝરત મૂસા (અલૈ.) અને તેમના સાથીઓ પાર થઈ ગયા પછી તેમને સ્વાભાવિક રીતે ઇચ્છા એવી થવી જોઈતી હતી કે સમુદ્ર ફરી પોતાની મૂળ પરિસ્થિતિ ઉપર આવી જાય જેથી ફિરઔનનું લશ્કર સામે પાર આવી ન શકે, એટલા માટે અલ્લાહ તઆલાએ તેમને ચેતવણી આપી કે પોતે પાર કર્યા પછી સમુદ્રને તેની સ્થિર સ્થિતિ ઉપર જ છોડી દેજો અને ફરીવાર પાણી રહેવાની ચિંતા ન કરજો જેથી ફિરઔન સૂક્કો માર્ગ બનેલો જોઈને સમુદ્રની વચ્ચોવચ પહોંચી જાય તે સમયે અમે સમુદ્રને વહાવી દઈશું અને તે લશ્કર ડૂબી જશે. *(ઇબ્ને કસીર)*

وَاَوْرَثْنٰهَا قَوْمًا اٰخَرِيْنَ (અને અમે તેમના વારસ એક બીજી કોમને બનાવ્યા.) સૂરએ શુઅ્રામાં ખુલાસો છે કે આ "બીજી કોમ"થી ભાવાર્થ બની ઇસ્રાઈલ છે અને તેના ઉપર જે સંદેહ કરવામાં આવ્યો છે કે પ્રખ્યાત થયેલ ઇતિહાસથી ક્યાંય સાબિત નથી થતું કે બની ઇસ્રાઈલ બીજીવાર મિસ્રમાં વસ્યા હોય, તેનો જવાબ પણ સૂરએ શુઅ્રાની તફસીરમાં પસાર થઈ ચૂક્યો છે.

**જમીન અને આસમાનનું રડવું (કલ્પાંત) :**

فَمَا بَكَتْ عَلَيْهِمُ السَّمَآءُ وَالْاَرْضُ (બસ તેના ઉપર આસમાન અને જમીનને રડવું આવ્યું નહીં.) ભાવાર્થ એ છે કે તેમણે જમીન ઉપર કોઈ એવા સદ્કાર્યો કર્યા ન હતા કે તેમના મર્યા પછી જમીન રડે અને ન જ તેમના કોઈ સદ્કર્મો આસમાન સુધી પહોંચ્યા હતા કે તેમના ઉપર આસમાન રડે અને આ વાત અનેક રિવાયતોથી સાબિત છે કે કોઈ નેક બંદાની મોત ઉપર આસમાન અને જમીન રડે છે, હાફિઝ અબૂ યઅ્લા (રહ.)એ હઝરત અનસ (રદિ.)ની રિવાયતથી રસૂલે કરીમ ﷺનું આ ફરમાન નકલ કર્યું છે કે આસમાનમાં દરેક

બંદા માટે બે દરવાજા નક્કી છે, એકથી તેની રોજી નાઝિલ થાય છે અને બીજાથી તેના અમલ અને તેની વાતચીત ઉપર પહોંચે છે એટલા માટે જ્યારે તે બંદો મરે છે તો આ દરવાજા તેને યાદ કરીને રડે છે, ત્યારબાદ આપ ﷺએ (સાક્ષી સ્વરૂપે) આ જ આયત તિલાવત કરી કે فَمَا بَكَتْ عَلَيْهِمُ السَّمَآءُ وَالْاَرْضُ હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)થી પણ આ જ પ્રકારની રિવાયતો નકલ થઈ છે. (ઇબ્ને કષીર) એક અન્ય હદીષમાં જે હઝરત શુરયહ બિન ઉબયદ હઝરમી (રદિ.)થી રિવાયત છે કે આપ ﷺએ ફરમાવ્યું કે જે મો'મિન પણ એવી દારૂણ પરિસ્થિતિમાં મૃત્યુ પામે છે કે તેના ઉપર કોઈ રડનારું ન હોય તો તેના ઉપર આસમાન અને જમીન રડે છે, તેના ઉપર પણ આપ ﷺએ આ જ આયત તિલાવત કરી અને ફરમાવ્યું કે આ જમીન અને આસમાન કોઈ કાફિર ઉપર નથી રડતા. (ઇબ્ને જરીર) હઝરત અલી (રદિ.)થી પણ નકલ થયું છે કે તેમણે નેક માણસના મૃત્યુ ઉપર આસમાન અને જમીનના રડવાનું વર્ણન કર્યું છે. *(ઇબ્ને કષીર)*

અમુક લોકોએ આયતના શબ્દોને રૂપક અથવા અલંકાર ઠરાવ્યો છે, તેઓ કહે છે કે આસમાનો અને જમીનનું ખરેખર રડવું ભાવાર્થ સ્વરૂપે નથી, બલકે હેતુ એ છે કે તેમનું અસ્તિત્વ એવું ધ્યાન આપવાપાત્ર ન હતું કે તેમના નાશ પામવા ઉપર કોઈને રંજ ગમ થાય પરંતુ પ્રસ્તુત રિવાયતોના પ્રકાશમાં પ્રચલિત એ જ જણાય છે કે અત્રે આસમાન અને જમીનનું હકીકતમાં રડવું ભાવાર્થ સ્વરૂપે છે, કારણ કે જ્યારે આયતનો વાસ્તવિક અર્થ શક્ય છે અને રિવાયતોથી પણ તેનું સમર્થન થાય છે તો જાણીબૂઝી તેને રૂપક અથવા ભાષાકીય અલંકાર સમજવાની જરૂર નથી, રહી એ શંકા કે આસમાન અને જમીનમાં સમજદારી ક્યાં હોય છે કે તેઓ રડી શકે ?! તો તેનો જવાબ દેખીતો છે કે સૃષ્ટિની દરેક મખ્લૂકમાં કંઈકને કંઈ સમજદારી અવશ્ય ઉપસ્થિત છે જેમકે કુર્આને કરીમની આયત اِنْ مِّنْ شَىْءٍ اِلَّا يُسَبِّحُ بِحَمْدِهٖ થી જાણ થાય છે અને હવે ધીરે ધીરે આધુનિક વિજ્ઞાન પણ એવા જ પરિણામ ઉપર પહોંચી રહ્યું છે, હા ! એ જરૂરી નથી કે આસમાન અને જમીનનું રડવું એવું જ હોય જેમકે મનુષ્યોનું રડવું હોય છે, તેમના રડવાનું સ્વરૂપ ચોક્કસ અલગ સ્વરૂપનું હશે જેની વાસ્તવિકતા આપણને ખબર નથી.

وَلَقَدِ اخْتَرْنٰهُمْ عَلٰى عِلْمٍ عَلَى الْعٰلَمِيْنَ (અને અમે બની ઇસ્રાઈલને પોતાના જ્ઞાનની રૂએ દુનિયાવાળાઓ ઉપર શ્રેષ્ઠતા બખ્શી.) તેનાથી બની

ઈસ્રાઈલનું ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ ઉપર શ્રેષ્ઠ હોવું જરૂરી નથી બનતું, કારણ કે તેનો ભાવાર્થ તે સમયની દુનિયાના લોકો છે અને તે સમયે નિઃશંક ! તેઓ બધી કોમોથી શ્રેષ્ઠ હતા અને આ એવું જ છે જેમકે હઝરત મરયમ (અલૈ.) માટે نِسَاءِ الْعٰلَمِيْنَ (નિસાઉલ આલમીન) "સમગ્ર વિશ્વની સ્ત્રીઓ" ઉપર શ્રેષ્ઠતાનું કુર્આને કરીમે વર્ણન કર્યું છે અને એવું પણ શક્ય છે કે કોઈ ખાસ પાસાથી બની ઈસ્રાઈલને સમગ્ર દુનિયા અને દરેક સમયના લોકો ઉપર કોઈ શ્રેષ્ઠતા પ્રાપ્ત હોય પરંતુ સામૂહિક સ્વરૂપે શ્રેષ્ઠતા ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને જ પ્રાપ્ત છે. (વિગત માટે ઈબ્ને કષીર વગેરે જોવામાં આવે) અને عَلٰى عِلْمٍ (અલા ઈલ્મીન) "પોતાના ઈલ્મની રૂએ"નો ભાવાર્થ એ છે કે અમારા દરેક કામમાં હિકમત હોય છે, બસ તેમને શ્રેષ્ઠતા આપવી કારણ કે અમારા જ્ઞાનમાં હિકમત અને હિતનો તકાદો હતો એટલા માટે અમે તેમને શ્રેષ્ઠતા બક્ષી.

وَاٰتَيْنٰهُمْ مِّنَ الْاٰيٰتِ مَا فِيْهِ بَلٰٓؤٌا مُّبِيْنٌ (અને અમે તેમને એવી નિશાનીઓ આપી જેમાં ખુલ્લા ઈનામ હતા.) "નિશાનીઓ"થી ભાવાર્થ લાઠી અને ચમકતો હાથ વગેરે મોઅ્જિઝાઓ છે અને بَلٰٓؤٌا (બલાઉન)ના બે અર્થો આવે છે, એક ઈનામ અને બીજું આજમાયશ, અત્રે બંને અર્થો કોઈ અવરોધ વિના શક્ય છે.

(કુર્તુબી)

---

## આયતો : (સૂરએ દુખાન : આયત નં. ૩૪ થી ૪૨)

اِنَّ هٰٓؤُلَآءِ لَيَقُوْلُوْنَ ﴿۳۴﴾ اِنْ هِىَ اِلَّا مَوْتَتُنَا الْاُوْلٰى وَمَا نَحْنُ بِمُنْشَرِيْنَ ﴿۳۵﴾ فَاْتُوْا بِاٰبَآئِنَآ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿۳۶﴾ اَهُمْ خَيْرٌ اَمْ قَوْمُ تُبَّعٍ ۙ وَّالَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ؕ اَهْلَكْنٰهُمْ اِنَّهُمْ كَانُوْا مُجْرِمِيْنَ ﴿۳۷﴾ وَمَا خَلَقْنَا السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا لٰعِبِيْنَ ﴿۳۸﴾ مَا خَلَقْنٰهُمَآ اِلَّا بِالْحَقِّ وَلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿۳۹﴾ اِنَّ يَوْمَ الْفَصْلِ مِيْقَاتُهُمْ اَجْمَعِيْنَ ﴿۴۰﴾ يَوْمَ لَا يُغْنِىْ مَوْلًى عَنْ مَّوْلًى شَيْئًا وَّلَا هُمْ يُنْصَرُوْنَ ﴿۴۱﴾ اِلَّا مَنْ رَّحِمَ اللّٰهُ ؕ اِنَّهٗ هُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ﴿۴۲﴾

ع

## તરજુમો :

*બેશક આ લોકો કહે છે (૩૪) બીજું કંઈ નથી; અમારું અહીંયાં જ પ્રથમ મરવાનું છે અને અમારે ફરી ઉઠવાનું નથી. (૩૫) વારું, લઈ આવો તો અમારા બાપદાદાઓને જો તમે સાચા છો ! (૩૬) ભલા આ (લોકો) બહેતર છે અથવા તુબ્બઅ્‌ની કોમ અને જે તેમનાથી પહેલાં હતા ? અમે તેમનો નાશ કરી નાંખ્યો, નિઃશંક તેઓ મુજરીમ (ગુનેહગાર) હતા. (૩૭) અને અમે જે આસમાનો અને જમીન બનાવ્યા અને જે તેમની વચ્ચે છે (કંઈ) રમત (તમાશો) નથી બનાવ્યા ! (૩૮) અમે તો તેમને સત્ય (હેતુ) સાથે બનાવ્યા પરંતુ ઘણા લોકો સમજતા નથી. (૩૯) નિઃશંક ફેસલાનો દિવસ તે સૌનો વાયદો છે. (૪૦) જે દિવસે કોઈ સંબંધી કોઈ સંબંધીને કંઈ પણ કામ લાગે નહીં અને ન જ તેમને મદદ પહોંચે. (૪૧) પરંતુ જેના ઉપર અલ્લાહ મહેરબાની કરે બેશક ! તે જ છે જબરદસ્ત રહમવાળો. (૪૨)*

## તફસીર :

આ લોકો (કયામતની ધમકીઓ સાંભળીને કયામતનો ઈન્કાર કરે છે અને) કહે છે કે અંતિમ હાલત બસ આ જ અમારું દુનિયાનું મરવું છે અને અમે ફરીવાર જીવીત થઈશું નહીં (મતલબ એ છે કે અંતિમ પરિસ્થિતિ તે આખિરતની જિંદગી નથી, બલકે આ દુનિયાનું મોત જ અંતિમ પરિસ્થિતિ છે, ત્યારપછી કંઈ થવાનું જ નથી) બસ (હે મુસલમાનો !) જો તમે (આખિરતના દા'વામાં) સાચા છો તો (રાહ કોણ જુએ ! હમણા જ) અમારા બાપદાદાઓને (જીવીત કરાવી) લાવીને હાજર કરો (આગળ તેમના કુફ્ર ઉપર ધમકી છે કે તેમણે થોડું વિચારવું જોઈએ કે) તમે લોકો (શકિત અને શા'નમાં) વધારે ચઢિયાતા થયા છે અથવા તુબ્બઅ્‌ (યમનના બાદશાહ)ની કોમ અને જે કોમો તેમનાથી પહેલાં થઈ ચૂકી છે (દાખલા તરીકે આદ અને ષમૂદ વગેરે એટલે કે તે કોમો વધારે ચઢિયાતી થઈ છે પરંતુ) અમે તેમનો (પણ) નાશ કરી નાંખ્યો (માત્ર એટલા માટે કે) તેઓ નાફરમાન હતા (બસ આ લોકો જો નાફરમાનીથી અટકશે નહીં તો તેઓ કેવી રીતે પોતાને બચાવી લેશે ?) અને (આગળ કયામતની સચ્ચાઈ અને હિકમતનું વર્ણન થયેલ છે કે) અમે આસામાનો અને જમીનને અને જે કંઈ તેમની વચ્ચે છે તેમને

એ રીતે નથી બનાવ્યું કે અમે ખેલ તમાશો કરનાર હોય (બલકે) અમે તે બંનેને (બીજી મખ્લૂકો સહિત) કોઈ હિકમતથી જ બનાવ્યા છે (દાખલા તરીકે તેનાથી અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત ઉપર દલીલ થાય છે, બીજું બદલા અને સજાની સાબિતી મળે છે) પરંતુ ઘણા લોકો નથી સમજતા (કે જે હસ્તી આવા મહાન પદાર્થોને શરૂઆતમાં પેદા કરવાની શક્તિ ધરાવે છે તે તેમને ફરીવાર સર્જવા પણ શક્તિમાન છે) બેશક ! ફેંસલાનો દિવસ (એટલે કે કયામતનો દિવસ) તે સૌ(ને ફરીવાર જીવીત થવાનો અને બદલાનો તથા સજા મળવા)નો સમય નિશ્ચિત છે (જેનું આવવું પોતાના મોકા ઉપર અવશ્ય બનશે જ, આગળ કયામતની અમુક ઘટનાઓ છે એટલે કે) જે દિવસે કોઈ ઈલાકાવાળો કોઈ ઈલાકાવાળાને જરા પણ કામ આવશે નહીં (અને ન જ બીજા કોઈના તરફથી, દાખલા તરીકે તેમના ઘડી કાઢેલા જૂઠા ખુદાઓ તરફથી) તેમની કંઈ મદદ કરવામાં નહીં આવે, હા ! પરંતુ જેના ઉપર અલ્લાહ રહમ કરે (કે રહમતથી તેના માટે અલ્લાહ તઆલાની પરવાનગીથી કરવામાં આવેલ સિફારસ કામ લાગશે અને અલ્લાહ તઆલા તેમનો મદદગાર હશે) તે (અલ્લાહ તઆલા) જબરદસ્ત છે (કાફિરોથી બદલો લેશે) મહેરબાન છે (મુસલમાનો ઉપર મહેરબાની કરશે).



**મસ્અલા અને બોધપાઠ :**

فَأْتُوا بِآبَائِنَا إِن كُنتُمْ صَادِقِينَ (જો તમે સાચા છો તો અમારા બાપ દાદાઓને લાવી હાજર કરો) કુર્આને કરીમે તેમના આ વાંધાઓનો જવાબ એટલા માટે નથી આપ્યો કે એ બિલકુલ જાહેર હતું અને તે એ કે બધા જ મનુષ્યોને ફરીવાર જીવીત કરવાનો દા'વો આખિરતમાં કરવામાં આવી રહ્યો છે તે જ વખતે અલ્લાહ તઆલા બધાને સજીવન કરશે. દુનિયામાં જિંદગી અને મોત કુદરતના ખાસ કાયદાઓ અને મસ્લિહતોની પાબંદ છે. જો અલ્લાહ તઆલા તે સમયે કોઈને બીજી જિંદગી અર્પણ નથી કરી રહ્યો તો તે એ બાબતની દલીલ કેવી રીતે બની ગઈ કે આખિરતમાં પણ તે ફરીવાર જીવીત કરી શકશે નહીં ?! તર્કની પરિભાષામાં તેનો જવાબ એવી રીતે ઓળખાવી શકાય છે કે કોઈ ચોક્કસ વસ્તુનો નકાર સર્વસામાન્ય વસ્તુનો નકાર કરવા માટે લાગુ પડવો જરૂરી નથી. "The negation of a particular thing does not necessarity imply the negation of a general thing." *(બયાનુલ કુર્આન)*

**કોમે તુબ્બઅની ઘટના :**

أَهُمْ خَيْرٌ أَمْ قَوْمُ تُبَّعٍ (શું આ લોકો શા'ન અને દરજ્જાના આધારે ચઢિયાતા થયા છે અથવા તુબ્બઅની કોમ ?) કુર્આને કરીમમાં કોમે તુબ્બઅનું વર્ણન બે સ્થળે આવ્યું છે, એક અહીંયાં અને બીજું સૂરએ કા'ફમાં; પરંતુ બંને સ્થળોએ તેનું માત્ર નામ જ ઉપસ્થિત છે કોઈ વિગતવાર ઘટના વર્ણવાઈ નથી તેથી તેના વિશે તફસીરકારોએ લાંબી ચર્ચાઓ કરી છે કે તેનાથી કોણ ભાવાર્થ સ્વરૂપે છે. ઘટના એ છે કે તુબ્બઅ્ કોઈ એક વ્યક્તિનું નામ નથી બલકે એ યમનના તે હિમૈર બાદશાહોનું ઘણી મોટી સંખ્યામાં વપરાયેલું ઉપનામ રહ્યું છે જેમણે એક લાંબા સમય સુધી યમનના પશ્ચિમી વિભાગને પાટનગર બનાવી અરબ, સિરીયા, ઈરાક અને આફ્રિકાના અમુક ભાગ ઉપર શા'સન કર્યું એટલા માટે "તુબ્બઅ્"નું બહુવચન "તબાબિઅહ" આવે છે અને તે બાદશાહોને "તબાબિઅહે યમન" કહેવામાં આવે છે. અત્રે આ તબાબિઅહમાંથી કયો તુબ્બઅ્ ભાવાર્થ સ્વરૂપે છે તેના વિશે હાફિઝ ઈબ્ને કષીર (રહ.)નું સંશોધન વધારે સત્ય તરફ જણાય છે કે તેનાથી ભાવાર્થ "તુબ્બએ અવસદ" (Middle Tubba) જેનું નામ અસ્અદ અબૂ કુરૈબ બિન મદીકર્બ યમાની છે. આ બાદશાહ રસૂલે કરીમ ﷺના આગમનથી ઓછામાં ઓછા ૭૦૦ વર્ષ પહેલાં પસાર થયો છે, હિમૈરી બાદશાહોમાં તેનો શાસનકાળ સૌથી વધારે રહ્યો છે, તેણે પોતાના શાસનકાળમાં ઘણા પ્રદેશો જીતી લીધા એટલે સુધી કે સમરકંદ સુધી પહોંચી ગયો. મુહમ્મદ બિન ઈસ્હાક (રહ.)ની રિવાયત છે કે આ જ વિજયો વચ્ચે તે એક વખતે મદીના મુનવ્વરહની વસ્તીએથી પસાર થયો અને તેના ઉપર ચઢાઈ કરવાનો ઈરાદો કર્યો, મદીનાવાળાઓએ એ રીત અપનાવી કે દિવસના સમયે તેની સાથે યુદ્ધ કરતા અને રાત્રે તેની મહેમાની કરતા, એનાથી તેને શરમ આવી અને તેણે મદીનાવાળાઓ સાથે લડાઈનો ઈરાદો છોડી દીધો, તે જ દરમિયાન ત્યાંના બે યહૂદી આલિમોએ તેને ચેતવણી આપી કે આ શહેર ઉપર તેનું જોર ચાલી શકશે નહીં એટલા માટે કે આ આખિરુઝ્ઝમાં ﷺનું હિજરતનું સ્થળ છે એટલા માટે તે આ યહૂદીઓને સાથે લઈને યમન ચાલ્યો આવ્યો અને તે યહૂદીઓની તા'લીમ અને તબ્લીગથી પ્રભાવિત-થઈને તેણે "દીને મુસવી"ને કબૂલ કરી લીધો જે તે સમયે સત્ય દીન હતો, પછી તેની કોમ પણ તેનાથી પ્રભાવિત થઈને ઈસ્લામ લઈ આવી પરંતુ

તેના મૃત્યુ પછી આ કોમ ફરી ગુમરાહ થઈ ગઈ અને તેમણે મૂર્તિપૂજા અને અગ્નિપૂજા શરૂ કરી દીધી જેના પરિણામે તેમના ઉપર અલ્લાહનો તે કહેર નાઝિલ થયો જેનું વિગતવાર વર્ણન સૂરએ સબામાં આવી ચૂક્યું છે. (તફસીરે ઈબ્ને કષીરનો ખુલાસો, પેજ : ૧૪૪, જિલ્દ : ૨) આ ઘટનાથી જાહેર થાય છે કે જે તુબ્બઅ્ વિશે વર્ણન થયું છે તે પોતે ઈસ્લામ લઈ આવ્યો હતો, અલબત્ત તેની કોમ પાછળથી ગુમરાહ થઈ ચૂકી હતી, આ જ કારણ છે કે કુર્આને કરીમમાં બંને સ્થળે "કોમે તુબ્બઅ્"નું વર્ણન આવ્યું છે, માત્ર "તુબ્બઅ્"નું નહીં. તેનું સમર્થન હઝરત સહલ બિન સઅદ (રદિ.) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતોથી પણ થાય છે જેમણે ઈબ્ને અબી હાતિમ, ઈમામ અહમદ અને તબરાની (રહ.) વગેરેથી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, لَا تَسُبُّوْا تُبَّعًا فَاِنَّهٗ قَدْ كَانَ اَسْلَمَ તુબ્બઅ્ને બુરું ભલું ન કહો કારણ કે તે ઈસ્લામ લઈ આવ્યો હતો.

*(હવાલો ઉપર પ્રમાણે)*

مَا خَلَقْنٰهُمَآ اِلَّا بِالْحَقِّ وَلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ (અમે તે બંને એટલે કે જમીન અને આસમાનને કોઈ હિકમતથી જ બનાવ્યા છે પરંતુ ઘણા લોકો સમજતા નથી). મતલબ એ છે કે જો વિચારનારી, સમજનારી બુદ્ધિ હોત તો આસમાનો અને જમીન તથા તેની અંદર જે મખ્લૂકો પેદા કરવામાં આવી છે તે બધું ઘણી બધી વાસ્તવિક બાબતો ઉપર દલીલ કરે છે, દાખલા તરીકે એક તો અલ્લાહ તઆલાની કુદરત, બીજું આખિરતની સંભાવના ઉપર દલીલ; કારણ કે જે હસ્તીએ આ મહાન પદાર્થોને ન હોવામાંથી અસ્તિત્વ અર્પણ કર્યું તે નિશ્ચિત એ બાબત ઉપર પણ શક્તિ ધરાવે છે કે તેમને એક વખતે ફના કરી બીજી વાર પેદા કરી આપે, ત્રીજું બદલો અને સજાની આવશ્યકતા ઉપર દલીલ; કારણ કે જો આખિરતનો બદલો અને સજા ન હોય તો આ સમગ્ર કારખાનાનું અસ્તિત્વ જ વ્યર્થ થઈ જાય છે તેથી સર્જનની હિકમત જ એ છે કે તેને કસોટીનું ઘર બનાવવામાં આવે અને ત્યારબાદ આખિરતમાં બદલો અને સજા આપવામાં આવે નહિતર નેક અને ખરાબ બંનેનું પરિણામ એકસમાન હોવું જરૂરી બની જાય છે જે અલ્લાહ તઆલાની હિકમતની શા'નથી ખૂબ દૂર છે, ચોથું એ કે આ સૃષ્ટિ વિચાર કરનાર અને સમજનારને અલ્લાહ તઆલાની આજ્ઞાપાલન ઉપર પ્રેરિત કરનાર

પણ છે કારણ કે આ સમગ્ર મખ્લૂકો તેના ઘણા મોટા ઇનામો છે અને બંદા ઉપર ફરજ છે કે આ નેઅ્મતનો આભાર તેના સર્જકનું આજ્ઞાપાલન કરીને માને.

---

## આયતો : (સૂરએ દુખાન : આયત નં. ૪૩ થી ૫૯)

إِنَّ شَجَرَتَ الزَّقُّومِ ﴿٤٣﴾ طَعَامُ الْأَثِيمِ ﴿٤٤﴾ كَالْمُهْلِ يَغْلِي فِي الْبُطُونِ ﴿٤٥﴾ كَغَلْيِ
الْحَمِيمِ ﴿٤٦﴾ خُذُوهُ فَاعْتِلُوهُ إِلَىٰ سَوَاءِ الْجَحِيمِ ﴿٤٧﴾ ثُمَّ صُبُّوا فَوْقَ رَأْسِهِ مِنْ
عَذَابِ الْحَمِيمِ ﴿٤٨﴾ ذُقْ إِنَّكَ أَنْتَ الْعَزِيزُ الْكَرِيمُ ﴿٤٩﴾ إِنَّ هَٰذَا مَا كُنْتُمْ بِهِ تَمْتَرُونَ ﴿٥٠﴾
إِنَّ الْمُتَّقِينَ فِي مَقَامٍ أَمِينٍ ﴿٥١﴾ فِي جَنَّاتٍ وَعُيُونٍ ﴿٥٢﴾ يَلْبَسُونَ مِنْ سُنْدُسٍ
وَإِسْتَبْرَقٍ مُتَقَابِلِينَ ﴿٥٣﴾ كَذَٰلِكَ وَزَوَّجْنَاهُمْ بِحُورٍ عِينٍ ﴿٥٤﴾ يَدْعُونَ
فِيهَا بِكُلِّ فَاكِهَةٍ آمِنِينَ ﴿٥٥﴾ لَا يَذُوقُونَ فِيهَا الْمَوْتَ إِلَّا الْمَوْتَةَ الْأُولَىٰ
وَوَقَاهُمْ عَذَابَ الْجَحِيمِ ﴿٥٦﴾ فَضْلًا مِنْ رَبِّكَ ذَٰلِكَ هُوَ الْفَوْزُ الْعَظِيمُ ﴿٥٧﴾ فَإِنَّمَا
يَسَّرْنَاهُ بِلِسَانِكَ لَعَلَّهُمْ يَتَذَكَّرُونَ ﴿٥٨﴾ فَارْتَقِبْ إِنَّهُمْ مُرْتَقِبُونَ ﴿٥٩﴾

### તરજુમો :

*નિઃશંક ઝક્કુમનું ઝાડ; (૪૩) મહાપાપીઓનો ખોરાક હશે. (૪૪) જેમકે પીગળેલું તાંબુ પેટમાં ખદખદે છે, (૪૫) જાણે છળછરતું પાણી. (૪૬) (હુકમ થશે) તેને પકડો અને ધક્કા મારીને લઈ જાઓ દોઝખની વચ્ચોવચ્ચ ! (૪૭) પછી તેના માથા ઉપર નાંખો ઉકળતા પાણીનો અઝાબ. (૪૮) (હવે) આ ચાખ ! તું જ છે મોટો ઇજ્જતવાળો સરદાર !? (૪૯) ખરેખર આ તે જ છે જેના વિશે તમે સંદેહમાં પડયા હતા. (૫૦) નિઃશંક ડરનારાઓ શાંતિના ઘરમાં હશે. (૫૧) બગીચાઓમાં અને ઝરણાઓમાં. (૫૨) બારીક રેશમી પોશાક પહેરશે અને થઇ એકબીજાની સામે. (૫૩) એ જ પ્રમાણે થશે; અને અમે મોટી કાળી આંખોવાળી હૂરો તેમને પરણાવીશું. (૫૪) શાંતિપૂર્વક ત્યાં દરેક (પ્રકારના) મેવાઓ (ફળફળાદિ) મંગાવશે. (૫૫) ત્યાં મોત(નો*

*સ્વાદ) ચાખશે નહીં પરંતુ જે પ્રથમ (એક વખતે દુનિયામાં) આવી ચૂકી અને તેમને દોઝખના અઝાબથી બચાવ્યા (૫૬) તારા પરવરદિગારની કૃપાથી આ જ છે મોટી સફળતા પામવી. (૫૭) બસ આ કુર્આન અમે તમારી બોલીમાં સરળ કર્યું જેથી તેઓ યાદ રાખે. (૫૮) હવે તમે રાહ જુઓ ખરેખર તેઓ પણ (પરિણામની) રાહ જોઈ રહ્યા છે. (૫૯)*

**તફસીર :**

બેશક ! ઝક્કુમનું ઝાડ (જેની હકીકત સૂરએ સાફ્ફાતના બીજા રુકૂઅમાં પસાર થઈ ચૂકી છે) મોટા ગુનેહગારો (એટલે કે કાફિરો)નો ખોરાક હશે જે(નું જાહેર સ્વરૂપ) ઊકળતા તેલ જેવું હશે, (અને) તે પેટમાં એવું ખદખદશે જેમકે ખૂબ ગરમ છછરતું પાણી ખદખદે છે (અને ફરિશ્તાઓને હુકમ થશે કે) તેને પકડો, પછી ઘસેડીને દોઝખની વચ્ચોવચ સુધી લઈ જાઓ, પછી તેના માથા ઉપર કષ્ટ આપનાર ગરમ પાણી છોડો (અને તેને ઠઠ્ઠા કટાક્ષ સ્વરૂપે કહેવામાં આવશે કે) લે ચાખ ! તું ઘણો સન્માનનીય મોભાવાળો છે !? (આ તારું સન્માન થઈ રહ્યું છે જેમકે તું દુનિયામાં પોતાને આદરણીય અને સન્માનનીય સમજીને અમારા હુકમોથી મોઢું ફેરવ્યા કરતો હતો અને દોઝખીઓને કહેવામાં આવશે કે) આ તે જ વસ્તુ છે જેમાં તમે શંકા (અને તેનો ઈન્કાર) કર્યા કરતા હતા (આ તો કાફિર દોઝખીઓની હાલત થઈ, આગળ ઈમાનવાળાઓનું વર્ણન છે કે) બેશક ! અલ્લાહથી ડરનારા શાંતિ (અને સુકૂન)ના સ્થળમાં હશે (એટલે કે) બગીચાઓમાં અને નહેરોમાં (અને) તેઓ બારિક પોષાક પહેરશે અને ઘટ્ટ રેશમનો; સામે સામે બેઠા હશે, (અને આ) વાત એ જ રીતે છે; અને અમે તેમને (રૂપવંતી) મોટી મોટી આંખોવાળી હૂરોથી પરણાવીશું (અને) ત્યાં શાંતિથી દરેક પ્રકારના મેવાઓ મંગાવતા હશે (અને) ત્યાં તે એ મોત સિવાય કે જે દુનિયામાં આવી ચૂક્યું હતું બીજા મોતની મજા ચાખશે નહીં (એટલે કે મરશે નહીં) અને અલ્લાહ તઆલા તેમને દોઝખથી (પણ) બચાવી લેશે, (અને) આ બધું જ આપનાર પરવરદિગારની કૃપાથી થશે, મોટી સફળતા આ જ છે (અને હે પયગમ્બર ﷺ ! તમારું કામ એટલું છે કે તમે તેમને કહેતા રહો) બસ, (આ જ હેતુથી) અમે આ કુર્આનને તમારી ભાષા (અરબી)માં સરળ કરી દીધું જેથી તેઓ (તેને સમજીને તેનાથી) બોધપાઠ ગ્રહણ કરે તો (જો આ લોકો ન માને તો) તમે

(તેમના ઉપર મુસીબતો ઊતરવાની) રાહ જુઓ એ લોકો પણ (તમારા ઉપર મુસીબતો ઊતરવાની) રાહ જુએ છે (બસ તમે તબ્લીગની વધારે ફિકર ચિંતામાં ન પડો અને ન જ વિરોધીઓ ઉપર ગમ કરો, તેમનો મા'મલો અલ્લાહ તઆલાને સોંપીને ધૈર્ય દાખવો, તે પોતે તેમનાથી સમજી લેશે).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમાં આખિરતના અમુક અહેવાલ વર્ણન કરવામાં આવ્યા છે અને ટેવ પ્રમાણે અહીંયાં પણ કુર્આને કરીમે દોઝખ અને જન્નત બંનેની પરિસ્થિતિઓ એક પછી એક વર્ણન કરી છે.

إِنَّ شَجَرَتَ الزَّقُّومِ "ઝક્કુમ" (એક વૃક્ષ)ની હકીકત વિશે અમુક જરૂરી વાતો સૂરએ સાફ્ફાતની તફસીરમાં લખવામાં આવી ચૂકી છે ત્યાં જોઈ શકાય છે, અહીંયાં એટલી વાત વર્ણનપાત્ર છે કે કુર્આને કરીમની આયતોથી એટલું જાહેર અને સ્પષ્ટ થાય છે કે કાફિરોને ઝક્કુમ દોઝખમાં દાખલ થતાં પહેલાં જ ખવડાવવામાં આવશે, કારણ કે અહીંયાં ઝક્કુમ ખવડાવ્યા પછી એ હુકમ પ્રસ્તુત છે કે "તેને ખેંચીને દોઝખની વચ્ચોવચ લઈ જાઓ." તદુપરાંત સૂરએ વાકિઅહની આયત هَٰذَا نُزُلُهُمْ يَوْمَ الدِّينِ થી પણ અમુક લોકોએ એ જ સમજ્યું છે કારણ કે نُزُل (નુઝૂલ) "ઊતરવું" તેમના સમીપ મૂળ મહેમાનની તે સેવા ચાકરીને કહેવામાં આવે છે જે અસલ દા'વત પહેલાં કરવામાં આવે, પાછળથી ખાવાને ضِيَافَةٌ (ઝિયાફત) અથવા مَأْدُبَةٌ કહેવામાં આવે છે, આમ કુર્આની શબ્દોમાં તેની સંભાવના એ પણ છે કે ઝક્કુમને ખવડાવવાની ક્રિયા જહન્નમમાં દાખલ પછી હોય, આવા સ્વરૂપમાં نُزُل (નુઝૂલ)નો ઉપયોગ દા'વતના મૂળ ખાવાના અર્થમાં ગણાશે અને આયતની નીચે પ્રમાણેનો તફસીરમાં જે તેને ઘસેડીને જહન્નમ તરફ લઈ જવાનું વર્ણન છે તેનો અર્થ એ થશે કે તે હતો તો પહેલાં પણ જહન્નમમાં જ ! પરંતુ ઝક્કુમ ખવાડ્યા પછી વધારે અપમાનિત અને કષ્ટ પહોંચાડવા માટે દોઝખની વચ્ચોવચ લઈ જવામાં આવશે. વલ્લાહુ અઅ્લમુ. *(બયાનુલ કુર્આનમાંથી)*

إِنَّ الْمُتَّقِينَ فِي مَقَامٍ أَمِينٍ આ આયતો દ્વારા જન્નતની રાહતબખ્શ નેઅ્મતો તરફ ઈશારો કરવામાં આવ્યો છે અને નેઅ્મતોમાં લગભગ બધા જ લક્ષણોને

એકઠા કરી દેવામાં આવ્યા છે, કારણ કે માનવીય જરૂરતની વસ્તુઓ મોટે ભાગે આ હોય છે. (૧) ઉમદા રહેઠાણ, (૨) ઉમદા પોશાક, (૩) ઉત્તમ પ્રકારનો જીવનસાથી, (૪) ઉત્તમ પ્રકારનો ખોરાક, (૫) પછી તે બધી નેઅ્મતો બાકી રહેવાની જામીનગીરી અને (૬) ગમ અને તકલીફથી સંપૂર્ણ રીતે સલામત રહેવાની નિશ્ચિતતા. અત્રે આ છ વાતોને જન્નતવાળાઓ માટે સાબિત કરવામાં આવી છે, જેમકે આ છ આયતો ઉપર વિચાર કરવાથી સ્પષ્ટ જાહેર છે, અત્રે જન્નતવાળાઓના રહેઠાણને اَمِيۡنٍ (અમીન) "શાંતિવાળું" કહીને એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો છે કે માનવના રહેઠાણનું સૌથી વખાણપાત્ર લક્ષણ તેનું શાંતિવાળું હોવું એટલે કે ભયથી સુરક્ષિત હોવું છે.

سُنۡدُسٍ وَّاِسۡتَبۡرَقٍ આ બંને રેશમી કપડાંઓના નામ છે. سُنۡدُس (સુન્દુસ) બારિક રેશમનું કપડું છે અને اِسۡتَبۡرَقۡ (ઈસ્તબરક) એ ઘટ્ટ રેશમનું કપડું છે.

وَزَوَّجۡنٰهُمۡ بِحُوۡرٍ عِيۡنٍ માં تَزۡوِيۡج (તઝ્વીજ)નો અર્થ મૂળ કોઈને કોઈનું જોડું ઠરાવી દેવાનો થાય છે, પાછળથી આ શબ્દ નિકાહ કરાવવાનો અર્થમાં મોટે ભાગે ઉપયોગ થવા લાગ્યો છે, આ સ્થળે તેના બંને અર્થ હોઈ શકે છે, બીજા અર્થના આધારે ભાવાર્થ એ થશે કે જન્નતી પુરુષોના "હૂરે ઐન" સાથે કાયદેસર નિકાહ કરાવવામાં આવશે અને જો કે જન્નતમાં કોઈ વ્યક્તિ હુકમોનો જવાબદાર હશે નહીં પરંતુ આ નિકાહની વિધી સન્માન અને આદર સ્વરૂપે થશે એટલા માટે તેમાં કોઈ શંકા નથી; અને જો પ્રથમ અર્થ લેવામાં આવે તો ભાવાર્થ એ થશે કે "હૂરે ઐન"ને જન્નતી પુરુષોનું જોડું ઠરાવી દેવામાં આવશે અને તે જન્નતી સ્ત્રીઓ ભેટ સ્વરૂપે તેમને અર્પણ કરવામાં આવશે અને તેના માટે નિકાહ જેવી વિધીની આવશ્યકતા હશે નહીં.

لَا يَذُوۡقُوۡنَ فِيۡهَا الۡمَوۡتَ اِلَّا الۡمَوۡتَةَ الۡاُوۡلٰى ભાવાર્થ એ છે કે જે મોત એક વખતે આવી ચૂકી બસ તે આવી ચૂકી; ત્યારબાદ તેના ઉપર કોઈ મોત આવશે નહીં અને આ વાત જો કે જહન્નમવાળાઓને પણ પ્રાપ્ત થશે પરંતુ દેખીતું છે કે તે તેના માટે ઔર વધારે તકલીફનું કારણ બનશે અને જન્નતવાળાઓ માટે રાહત અને આનંદમાં વધારાનું કારણ હશે, કારણ કે નેઅ્મત ભલે ગમે એટલી મોટી હોય તેના ખતમ થઈ જવાની કલ્પના અવશ્ય દુઃખનું કારણ હોય છે અને જન્નતવાળા જ્યારે એવી કલ્પના કરશે કે આ નેઅ્મતો ક્યારેય અમારી પાસેથી

છીનવી લેવામાં આવશે નહીં તો તેનાથી તેમના આનંદમાં ઔર વધારો થશે.

અલ્હમ્દુલિલ્લાહ ! આજે તા. ૬ રજ્જબ સન હિજરી ૧૩૯૨ જુમેરાતના દિવસે ઈશાની નમાઝના સમયે સૂરએ દુખાનની તફસીર પૂર્ણ થઈ.

وَلِلّٰهِ الْحَمْدُ اَوَّلًا وَّاٰخِرًا وَصَلَّى اللّٰهُ تَعَالٰى عَلٰى خَيْرِ خَلْقِهٖ مُحَمَّدٍ وَّعَلٰى اٰلِهٖ

وَاَصْحَابِهٖ اَجْمَعِيْنَ

– (હઝરત મવલાના) મુફતી-મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

□□□□□□□□□□□

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ દુખાનનો અનુવાદ પૂર્ણ થયો.

તારીખ : ૦૩ ડિસેમ્બર ૨૦૧૦ મુતાબિક ૨૬ જિલ્હજ્જ ૧૪૩૧ હિજરી.

## પ્રકરણ (૪૫)

# સૂરએ જાષિયહ

સૂરએ જાષિયહ મક્કામાં નાઝિલ થઈ તેમાં ૪૭ આયતો અને ૪ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ જાષિયહ : આયત નં. ૧ થી ૧૧)**

(٤٥) سُوْرَةُ الْجَاثِيَةِ مَكِّيَّةٌ (٦٥) — اٰيَاتُهَا ٣٧ — رُكُوْعَاتُهَا ٤

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

حٰمٓ ۞١ تَنْزِيْلُ الْكِتٰبِ مِنَ اللّٰهِ الْعَزِيْزِ الْحَكِيْمِ ۞٢ اِنَّ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ
لَاٰيٰتٍ لِّلْمُؤْمِنِيْنَ ۞٣ وَفِيْ خَلْقِكُمْ وَمَا يَبُثُّ مِنْ دَآبَّةٍ اٰيٰتٌ لِّقَوْمٍ
يُّوْقِنُوْنَ ۞٤ وَاخْتِلَافِ الَّيْلِ وَالنَّهَارِ وَمَآ اَنْزَلَ اللّٰهُ مِنَ السَّمَآءِ مِنْ رِّزْقٍ
فَاَحْيَا بِهِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا وَتَصْرِيْفِ الرِّيٰحِ اٰيٰتٌ لِّقَوْمٍ
يَّعْقِلُوْنَ ۞٥ تِلْكَ اٰيٰتُ اللّٰهِ نَتْلُوْهَا عَلَيْكَ بِالْحَقِّ ۚ فَبِاَيِّ حَدِيْثٍ بَعْدَ
اللّٰهِ وَاٰيٰتِهٖ يُؤْمِنُوْنَ ۞٦ وَيْلٌ لِّكُلِّ اَفَّاكٍ اَثِيْمٍ ۞٧ يَّسْمَعُ اٰيٰتِ اللّٰهِ تُتْلٰى عَلَيْهِ ثُمَّ
يُصِرُّ مُسْتَكْبِرًا كَاَنْ لَّمْ يَسْمَعْهَا ۚ فَبَشِّرْهُ بِعَذَابٍ اَلِيْمٍ ۞٨ وَاِذَا عَلِمَ مِنْ اٰيٰتِنَا
شَيْئًا اتَّخَذَهَا هُزُوًا ۗ اُولٰٓئِكَ لَهُمْ عَذَابٌ مُّهِيْنٌ ۞٩ مِنْ وَّرَآئِهِمْ جَهَنَّمُ ۚ وَلَا
يُغْنِيْ عَنْهُمْ مَّا كَسَبُوْا شَيْئًا وَّلَا مَا اتَّخَذُوْا مِنْ دُوْنِ اللّٰهِ اَوْلِيَآءَ ۚ وَلَهُمْ
عَذَابٌ عَظِيْمٌ ۞١٠ هٰذَا هُدًى ۚ وَالَّذِيْنَ كَفَرُوْا بِاٰيٰتِ رَبِّهِمْ لَهُمْ عَذَابٌ مِّنْ رِّجْزٍ اَلِيْمٌ ۞١١ ع

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*હા-મીમ. (૧) કિતાબનું ઉતારવું અલ્લાહના તરફથી છે જે જબરદસ્ત છે હિકમતોવાળો. (૨) બેશક ! આસમાનોમાં અને જમીનમાં માનનારાઓ માટે ઘણી નિશાનીઓ છે. (૩) અને તમારા સર્જનમાં અને જે પ્રમાણે પ્રાણીઓ ફેલાવી રાખ્યા છે નિશાનીઓ છે તે લોકો માટે જેઓ શ્રદ્ધા રાખે છે. (૪) અને રાત અને દિવસના પરિવર્તનમાં અને તેમાં જે અલ્લાહે આસમાનથી રોજી ઊતારી, પછી જમીનને તેના મૃત (સુકકી) થઈ ગયા પછી જીવીત કરી દીધી અને હવાઓના પરિવર્તનમાં નિશાનીઓ છે તે લોકો માટે જેઓ સમજદારીથી કામ લે છે. (૫) આ અલ્લાહની આયતો છે, અમે તમને સત્યતાપૂર્વક સંભળાવીએ છીએ, પછી અલ્લાહ તથા તેની આયતોને છોડીને તેઓ કઈ વાતને માનશે !? (૬) ખરાબી છે દરેક જૂઠા ગુનેહગાર માટે. (૭) કે અલ્લાહની વાતો સાંભળે છે કે જે તેની પાસે પઢવામાં આવે છે, પછી અભિમાનથી હઠાગ્રહ કરે છે જાણે સાંભળતો જ નથી ! બસ તેને ખુશખબરી સંભળાવી દો એક દર્દનાક અઝાબની ! (૮) અને જ્યારે અમારી આયતો પૈકીમાંથી કોઈ બાબતની ખબર પામે તેને હાંસીપાત્ર ઠરાવે; એવા જ લોકો માટે ઝિલ્લત (અપમાન)નો અઝાબ છે. (૯) તેમની સામે દોઝખ છે અને તેમના કંઈ પણ કામ લાગશે નહીં જે તેઓ કમાયા હતા અને ન જ તેઓ કે અલ્લાહને છોડીને જેમને કાર્યસાધક (આશ્રયદાતા) બનાવ્યા હતા અને તેમના માટે મોટો અઝાબ છે. (૧૦) આ માર્ગદર્શન આપી દીધું; અને જેઓ પોતાના પરવરદિગારની આયતોથી ઈન્કારી છે તેમના માટે એક કઠોર દુઃખદાયક અઝાબ છે. (૧૧)*

**તફસીર :**

હા-મીમ; (તેનો અર્થ અલ્લાહ તઆલાને ખબર છે) આ ગાલિબ હિકમતવાળા અલ્લાહ તરફથી નાઝિલ કરેલ કિતાબ છે (અને જ્યારે આ આવી કિતાબ છે તો તેના વિષયોને ખૂબ ધ્યાનથી સાંભળવા જોઈએ એટલા માટે આ સ્થળે એક વિષય તો તવહીદનો છે જેનું વર્ણન એ છે કે) આસમાનો અને

જમીનમાં ઈમાનવાળાઓને (દલીલ) માટે ઘણી બધી દલીલો (કુદરત અને તવહીદની) છે અને (એ જ પ્રમાણે) પોતે તમારા અને તે પ્રાણીઓનું સર્જન કરવામાં જેમને (પૃથ્વીમાં) ફેલાવી રાખ્યા છે (વળી કુદરત અને તવહીદની) દલીલો છે તે લોકોના (સમજવા) માટે જેઓ યકીન રાખે છે અને (એ જ પ્રમાણે) એક પછી એક રાત અને દિવસના આવવા જવામાં અને (એ જ પ્રમાણે) તે રોઝી(ના સ્ત્રોતો) જેને અલ્લાહ તઆલાએ આસમાનથી ઉતારેલ છે (તેનાથી ભાવાર્થ વરસાદ છે) પછી તે (વરસાદ)થી જમીનને હરિયાળી કરી તેના સુકાઈ ગયા પછી અને (એ જ પ્રમાણે) હવાઓના બદલાવામાં (દિશા અને તેની ગતિ અને પરિવર્તનના હિસાબે કે ક્યારેક પૂર્વીય પવનો છે તો ક્યારેક પશ્ચિમી પવનો છે, ક્યારેક ગરમ હવા હોય છે તો ક્યારેક ઠંડી, મતલબ કે આ બધી વસ્તુઓમાં કુદરત અને તવહીદની) દલીલો (ઉપસ્થિત) છે તે લોકો માટે જેઓ (શુદ્ધ) બુદ્ધિ ધરાવે છે (તેનાથી તવહીદ ઉપર દલીલની રીત બીજા પારામાં اِنَّ فِیْ خَلْقِ السَّمٰوٰتِ.. પસાર થઈ ચૂક્યું છે અને બીજો વિષય નુબુવ્વતનો છે જેનું વર્ણન એ છે કે) આ અલ્લાહની આયતો છે જે સત્યતાપૂર્વક અમે તમને પઢીને સંભળાવીએ છીએ (જેનાથી નુબુવ્વત સાબિત થાય છે પરંતુ આટલી મોટી ચમત્કારિક દલીલ છતાં પણ જો આ લોકો નથી માનતા) તો પછી અલ્લાહ અને તેની (આવી) આયતો પછી કઈ વાત (તેનાથી વધીને હશે જેના) ઉપર આ લોકો ઈમાન લાવશે ? (અને ત્રીજો વિષય આખિરતનો છે જેમાં તે સત્યના વિરોધીઓને સજા પણ થશે જેનું વર્ણન એ છે કે) ઘણી ખરાબી થશે દરેક એવા વ્યક્તિ માટે જેઓ (અકીદાઓ સંબંધી નિવેદનોમાં) જૂઠા હોય (અને અમલોમાં) નાફરમાન હોય, જેઓ (એ છતાં કે) અલ્લાહની આયતોને સાંભળે (પણ) છે જ્યારે કે તે તેની રૂબરૂ પઢવામાં આવે છે (અને) તો પણ તે અભિમાન કરીને (પોતાના કુફ્ર ઉપર) એ રીતે મક્કમ રહે છે જેમકે તેણે તે(આયતો)ને સાંભળી જ નથી ! બસ એવા વ્યક્તિને એક દુઃખદાયક અઝાબની ખબર સંભળાવી આપો અને (એવા વ્યક્તિની શરારતની હાલત એવી છે કે) જ્યારે તે અમારી આયતોમાંથી કોઈ આયતની ખબર પામે છે તો તેની હાંસી ઉડાવે છે એવા લોકો માટે (આખિરતમાં) ઝિલ્લતનો અઝાબ (થવાનો) છે, (મતલબ એ કે જે આયતોને તિલાવતમાં સાંભળે છે તેને પણ જૂઠાડે છે અને જે આયતોની એમ જ ખબર સાંભળી લે છે તેને પણ જૂઠાડે છે, મતલબ કે

આયતોને જૂઠાડવામાં ઘણો જ આગળ વધેલો છે, આગળ તે અઝાબને નિશ્ચિત કરવામાં આવે છે એટલે કે) તેમની આગળ જહન્નમ (આવી રહી) છે અને (તે સમયે) ન તો તેમને તે વસ્તુઓ જરા પણ કામ આવશે જે (દુનિયામાં) કમાઈ ગયા હતા (તેમાં માલ અને અમલો બધું જ આવી ગયું) અને ન જ તે (કામ લાગશે) જેને તેમણે અલ્લાહ સિવાય કાર્યસાધક (અને મઅ્બૂદ) બનાવી રાખ્યા હતા અને તેમના માટે મોટો અઝાબ હશે (અને આ અઝાબનું કારણ એ છે કે) આ કુર્આન સ્પષ્ટ હિદાયત છે (અને સ્વીકાર કરવું ફરજ છે) અને (તેનો તકાદો એ જ છે કે) જે લોકો પોતાના પરવરદિગારની (તે) આયતોને નથી માનતા તેમને કઠોર દુઃખદાયક અઝાબ થશે.

## મસ્અલા અને બોધપાઠ :

આ સમગ્ર સૂરત મક્કી છે, માત્ર એક નિવેદન છે કે આ આયત قُل لِّلَّذِينَ آمَنُوا يَغْفِرُوا لِلَّذِينَ لَا يَرْجُونَ أَيَّامَ اللَّهِ મદની છે અને બાકીની મક્કી છે પરંતુ જમહૂરના નિવેદન પ્રમાણે સમગ્ર સૂરત હિજરત પહેલાં જ નાઝિલ થઈ છે અને બીજી મક્કી સૂરતોની જેમ તેમાં પાયાનો વિષય અકીદાઓની સુધારણા જ છે એટલા માટે તેમાં તવહીદ, રિસાલત અને આખિરતના અકીદાઓને જ વિવિધ પદ્ધતિઓથી દલીલ કરવામાં આવ્યા છે, ખાસ સ્વરૂપે આખિરતની સાબિતીઓની દલીલો, ઈન્કારીઓની શંકાઓ અને નાસ્તિકોનો રદિયો તેમાં વધારે વિગતપૂર્વક આવ્યો છે.

إِنَّ فِي السَّمَاوَاتِ وَالْأَرْضِ لَآيَاتٍ لِّلْمُؤْمِنِينَ આ આયતોથી તવહીદની સાબિતીઓ હેતુ સ્વરૂપે છે, તેનાથી મળતી આવતી આયતો બીજા સિપારાના રુકૂઅ્ ..... إِنَّ فِي خَلْقِ السَّمَاوَاتِ وَالْأَرْضِ માં પસાર થઈ ચૂકી છે, ત્યાં તેની વિગતવાર તફસીર ઉપસ્થિત છે અને એ પણ કે તે વસ્તુઓથી તવહીદ કઈ રીતે સાબિત થાય છે ! બંને સ્થળોમાં વિષયનો જે થોડો થોડો તફાવત છે તેના વિશે ઈમામ રાઝીની તફસીરે કબીરમાં જોઈ શકાય છે, અલબત્ત એક વાત વર્ણનપાત્ર છે કે અહીંયાં સૃષ્ટિની વિવિધ નિશાનીઓ વર્ણન કરીને એક સ્થળે એવું કહેવામાં આવ્યું છે કે તેમાં "ઈમાન લાવનારાઓ માટે" નિશાનીઓ છે, બીજા સ્થળે "યકીન કરનારાઓ માટે" નિશાનીઓ છે અને ત્રીજા સ્થળે વર્ણન છે કે "બુદ્ધિ ધરાવનારઓ માટે" નિશાનીઓ છે, તેમાં વર્ણનશૈલીની શ્રેષ્ઠતા ઉપરાંત એ બાજુ

પણ ઈશારો છે કે તે નિશાનીઓથી સંપૂર્ણ લાભ તો તે વ્યક્તિ જ ઉઠાવી શકે છે જે ઈમાન લઈ આવે, બીજા નંબર ઉપર તે એવા લોકો માટે લાભકારક બની શકે છે જેઓ ભલે તાત્કાલિક ઈમાન ન લાવે પરંતુ તેમના દિલમાં યકીન પેદા થઈ જાય કે આ વસ્તુઓ તવહીદ ઉપર દલીલ કરી રહી છે, કારણ કે આવી શ્રદ્ધા કોઈને કોઈ દિવસે ઈમાનનું કારણ બની શકે છે અને ત્રીજા દરજ્જામાં તે લોકો માટે લાભકારક છે જેઓ ભલે અત્યારે ન તો મો'મિન છે અને ન જ શ્રદ્ધા ધરાવનારા છે પરંતુ શુદ્ધ બુદ્ધિ ધરાવે છે અને તેમાં સમજદારીપૂર્વક ચિંતન કરે છે, કારણ કે બુદ્ધિ અને સમજદારીપૂર્વક જ્યારે પણ આ નિશાનીઓ ઉપર વિચાર કરવામાં આવશે અંતે તેનાથી ઈમાન અને યકીન અવશ્ય પેદા થઈને રહેશે, હા ! જે લોકો શુદ્ધ બુદ્ધિ ધરાવતા ન હોય અને આવી બાબતોમાં બુદ્ધિને તકલીફ આપવાનું જ પસંદ ન કરે તેમની સામે હજાર દલીલો રજુ કરી લો સઘળું અપૂરતું જ રહેશે.

وَيۡلٌ لِّكُلِّ اَفَّاكٍ اَثِيۡمٍ (મોટી ખરાબી હશે તે વ્યક્તિ માટે જે જૂઠો અને નાફરમાન હોય) આ આયતના શા'ને નુઝૂલમાં અનેક રિવાયતો છે, અમુકથી જાણ થાય છે કે એ નઝ્ર બિન હારિષ માટે નાઝિલ થઈ, અમુકથી રિવાયત છે કે તે હારિષ બિન કલ્દહ વિશે નાઝિલ થઈ અને અમુકનું કહેવું છે કે તેનાથી ભાવાર્થ અબૂજહલ અને તેના લોકો છે. (કુર્તુબી) અને વાસ્તવમાં કુર્આની ભાવાર્થના ખુલાસા માટે કોઈ એક વ્યક્તિને નિશ્ચિત કરવાની આવશ્યકતા નથી. كُلّ (કુલ)નો શબ્દ બતાવી રહ્યો છે કે ભલે આયતના નાઝિલ થવાની પશ્ચાદ્ભૂમિકામાં આ ત્રણે વ્યક્તિઓ હોય પરંતુ તેનો ભાવાર્થ દરેક તે વ્યક્તિ છે જે આવા લક્ષણો ધરાવતો હોય.

مِنۡ وَّرَآئِهِمۡ جَهَنَّمُ માં وَرَاءُ (વરાઅ)નો શબ્દ અરબીમાં "પાછળ" માટે વધારે અને "સામે" માટે ઓછો ઉપયોગ થાય છે પરંતુ ઘણા તફસીરકારોએ અત્રે "સામે"નો અર્થ ઠરાવ્યો છે એટલા માટે તફસીરના ખુલાસામાં આ જ પ્રમાણે અનુવાદ કરવામાં આવ્યો છે, અલબત્ત અમુક તફસીરકારોએ "પાછળ"નો અર્થ લીધો છે અને ભાવાર્થ એ ઠરાવ્યો છે કે દુનિયામાં તેઓ જે મિથ્યાભિમાન અને ઘમંડ સાથે જિંદગી પસાર કરી રહ્યા છે તેની પાછળ એટલે કે ત્યાર બાદ જહન્નમ આવવાની છે. *(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ જાષિયહ : આયત નં. ૧૨ થી ૧૫)

اَللّٰهُ الَّذِيْ سَخَّرَ لَكُمُ الْبَحْرَ لِتَجْرِيَ الْفُلْكُ فِيْهِ بِاَمْرِهٖ وَلِتَبْتَغُوْا مِنْ فَضْلِهٖ وَلَعَلَّكُمْ
تَشْكُرُوْنَ ﴿۱۲﴾ وَسَخَّرَ لَكُمْ مَّا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ جَمِيْعًا مِّنْهُ ۭ اِنَّ فِيْ
ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ﴿۱۳﴾ قُلْ لِّلَّذِيْنَ اٰمَنُوْا يَغْفِرُوْا لِلَّذِيْنَ لَا يَرْجُوْنَ
اَيَّامَ اللّٰهِ لِيَجْزِيَ قَوْمًۢا بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ﴿۱۴﴾ مَنْ عَمِلَ صَالِحًا فَلِنَفْسِهٖ ۚ وَمَنْ
اَسَاۗءَ فَعَلَيْهَا ۡ ثُمَّ اِلٰى رَبِّكُمْ تُرْجَعُوْنَ ﴿۱۵﴾

## તરજુમો :

*અલ્લાહ તે છે જેણે સમુદ્રને તમારા આધીન કર્યો કે તેમાં તેના (અલ્લાહ તઆલાના) હુકમથી જહાઝ ચાલે અને જેથી તેના ફઝ્લ(રોજી)માંથી શોધખોળ કરો અને જેથી તમે આભાર માનો. (૧૨) અને સૌને પોતાના તરફથી તમારા કામે લગાડી દીધા જે કંઈ આસમાનોમાં અને પૃથ્વીમાં છે, તેમાં તે લોકો માટે નિશાનીઓ છે જેઓ લક્ષ આપે છે. (૧૩) ઈમાનવાળાઓને કહી આપો, તેમનાથી દરગુઝર કરે જેઓ અલ્લાહના દિવસોની આશા નથી સેવતા જેથી તે સજા આપે એક કોમને તેનો બદલો જે તેઓ કમાતા હતા. (૧૪) જેણે ભલા કામ કર્યા તો પોતાના માટે અને જેણે બુરું કર્યું તો તે પોતાના માટે, પછી પોતાના પરવરદિગારની તરફ પાછા વાળવામાં આવશો. (૧૫)*



## તફસીર :

અલ્લાહ જ છે જેણે તમારા (લાભ) માટે દરિયાને આધીન કર્યા જેથી તેના હુકમથી તેમાં વહાણો ચાલે અને જેથી (તે વહાણોમાં) મુસાફરી કરીને તેની રોજીની શોધખોળ કરો અને જેથી (તે રોજી પ્રાપ્ત કરીને) તમે શુક્ર કરો અને (એ જ પ્રમાણે) જેટલી વસ્તુઓ આસમાનોમાં છે અને જેટલી વસ્તુઓ જમીનમાં છે તે સૌને પોતાના તરફથી (એટલે કે પોતાના હુકમ અને કૃપાથી) આધીન બનાવ્યા (જેથી તમારા લાભનું કારણ બને) બેશક ! આ વાતોમાં તે લોકો માટે (કુદરતની)

દલીલો છે જેઓ વિચાર કરતા રહે છે (અને કાફિરોની શરારતો ઉપર અમુક સમયે મુસલમાનોને ક્રોધ આવી જતો હતો, આગળ તેમને દરગુઝર કરવાનો હુકમ છે) તમે ઈમાનવાળાઓને કહી આપો કે તે લોકોથી દરગુઝર કરે જેઓ અલ્લાહ તઆલાના મા'મલા (એટલે કે આખિરતના બદલા અને સજા)નું યકીન નથી રાખતા જેથી અલ્લાહ તઆલા એક કોમને (એટલે કે મુસલમાનોને) તેમના (આ નેક) અમલનો (સારો) બદલો આપે (કારણ કે ત્યાંનો સનાતન કાયદો છે કે) જે વ્યક્તિ નેક કામ કરે છે બસ પોતાના વ્યક્તિગત લાભ (અને સવાબ) માટે (કરે છે) અને જે વ્યક્તિ બુરું કામ કરે છે તેનો વબાલ તેના ઉપર જ પડે છે (પછી બધા સદ્કાર્યો અને દુષ્કૃત્યો આચર્યા પછી) તમારે પોતાના પરવરદિગારની પાસે પાછા જવાનું છે (બસ ત્યાં તમને તમારા સારા અમલો અને અખ્લાકનો ઉત્તમ બદલો અને તમારા વિરોધીઓને તેમના કુફ્ર અને ગુનાહો ઉપર અત્યંત ખરાબ સજા આપવામાં આવશે એટલા માટે તમારે અહીંયાં સહનશીલતા દાખવવી યોગ્ય છે).

## મસ્અલા અને બોધપાઠ :

اَللّٰهُ الَّذِىْ سَخَّرَ لَكُمُ الْبَحْرَ (૫) وَلِتَبْتَغُوْا مِنْ فَضْلِهٖ કુર્આને કરીમમાં فَضْل (ફઝ્લ)ને શોધખોળ કરવાનો સામાન્ય ભાવાર્થ રોજી રોટીનો સંઘર્ષ હોય છે. અત્રે તેનો ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે તમને સમુદ્રમાં વહાણ ખેડવા ઉપર એટલા માટે કાબૂ આપવામાં આવ્યો જેથી તેના દ્વારા તમે વેપાર કરી શકો અને એ પણ શક્ય છે કે રોજી શોધવાનો સંબંધ વહાણવટા સાથે ન હોય બલકે આ સમુદ્રને આધીન કરવું એક આગવો પ્રકાર હોય અને હેતુ એ હોય કે સમુદ્રમાં અમે ઘણી બધી લાભદાયક વસ્તુઓ પેદા કરીને સમુદ્રને તમારા વશમાં કરી દીધો છે જેથી તમે તેમાં શોધખોળ કરીને લાભ ઉઠાવો એટલા માટે આધુનિક વિજ્ઞાનની રૂએ એવું જણાય છે કે સમુદ્રમાં એટલા બધા ખનીજોના સંગ્રહો તથા પૃથ્વીની છુપી દોલતો છે કે એટલી પૃથ્વીના સમુદ્ર સિવાયના પટમાં નથી.

قُلْ لِّلَّذِيْنَ اٰمَنُوْا يَغْفِرُوْا لِلَّذِيْنَ لَا يَرْجُوْنَ اَيَّامَ اللّٰهِ (તમે ઈમાનવાળાઓથી કહી આપો કે તે લોકોથી દરગુઝર કરે જે અલ્લાહ તઆલાના મા'મલામાં શ્રદ્ધા નથી ધરાવતા) આ આયતના શા'ને નુઝૂલમાં બે રિવાયતો છે, એક એ કે મક્કએ

મુકર્રમહમાં કોઈ મુશ્રિકે હઝરત ઉમર (રદિ.)ને અપશબ્દો કહ્યા હતા, હઝરત ઉમર (રદિ.)એ તેના બદલામાં તેને કોઈ કષ્ટ પહોંચાડવાનો ઈરાદો કર્યો તેના ઉપર આ આયત નાઝિલ થઈ. આ રિવાયત પ્રમાણે આ આયત મક્કી છે, બીજી રિવાયત એ છે કે "ગઝ્વએ બનુ મુસ્તલિક"ના પ્રસંગે રસૂલે કરીમ ﷺ અને આપ ﷺના સહાબા (રદિ.)એ મુરાયશી નામના એક કૂવા પાસે પડાવ નાંખ્યો હતો, મુનાફિકોનો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય પણ મુસલમાનોના લશ્કરમાં સામેલ હતો, તેણે પોતાના ગુલામને કૂવેથી પાણી ભરવા મોકલ્યો, તેને પાછા આવવામાં મોડું થઈ ગયું. અબ્દુલ્લાહ બિન ઉબયે કારણ પૂછ્યું તો તેણે કહ્યું કે હઝરત ઉમર (રદિ.)નો એક ગુલામ કૂવાના એક કિનારા ઉપર બેઠેલો હતો, તેણે કોઈને ત્યાં સુધી પાણી ભરવાની પરવાનગી ન આપી જ્યાં સુધી કે રસૂલે કરીમ ﷺ અને હઝરત અબૂબક્ર (રદિ.)ની મશકો ભરાઈ ન ગઈ, આથી અબ્દુલ્લાહ બિન ઉબયે કહ્યું કે "અમારા ઉપર અને તે લોકો ઉપર તો તે જ દષ્ટાંત ઠીક બેસે છે سَمِّنْ كَلْبَكَ يَأْكُلْكَ (પોતાના કૂતરાને તાજા કરો તો તે તમને ખાઈ જશે)" હઝરત ઉમર (રદિ.)ને તેની જાણ થઈ તો તેઓ ખુલ્લી તલવાર લઈ અબ્દુલ્લાહ બિન ઉબય તરફ ચાલ્યા, તેના ઉપર આ આયત નાઝિલ થઈ. આ રિવાયત પ્રમાણે આ આયત મદની છે. (કુર્તુબી અને રૂહુલ મઆની) આ રિવાયતોની સનદની તહકીકથી જો બંનેની ખરાઈ સાબિત થઈ જાય તો બંનેમાં સુમેળ આ રીતે સાધી શકાય છે કે વાસ્તવમાં આ આયત મક્કા મુકર્રમહમાં નાઝિલ થઈ ચૂકી હતી, પછી જ્યારે ગઝ્વએ બનુ મુસ્તલિકના પ્રસંગે તેનાથી જ મળતી આવતી ઘટના ઉપસ્થિત થઈ તો રસૂલે કરીમ ﷺએ આ આયતને એ પ્રસંગે પણ તિલાવત કરીને ઘટનાને તેનો પણ સંદર્ભ હોવાનું ઠરાવ્યું અને શા'ને નુઝૂલની રિવાયતોમાં એવું મોટા ભાગે ઘણું થયું છે અથવા તો પછી એવું પણ શક્ય છે કે હઝરત જિબ્રઈલ (અલૈ.) યાદ અપાવવા માટે ગઝ્વએ બનુ મુસ્તલિકના પ્રસંગે આ આયત ફરીવાર લઈને આવ્યા હોય કે આ મોકો આ આયત ઉપર અમલ કરવાનો છે, તફસીરના સિદ્ધાંતોની પરિભાષામાં તેને "નુઝૂલે મુકર્રર" (પુનરાવર્તિત સ્વરૂપે ઊતરવું) કહેવામાં આવે છે, આ આયતમાં أَيَّامَ اللّٰهِ (અય્યામુલ્લાહ)ના શબ્દથી ભાવાર્થ ઘણા મુફસ્સિરો સમીપ અલ્લાહ તઆલાના તે વ્યવહારો છે જે તે આખિરતમાં મનુષ્યો સાથે કરશે એટલે કે બદલો અને સજા;

કારણ કે أَيَّام (અય્યામ)નો શબ્દ ઘટનાઓ અથવા વ્યવહારોના અર્થમાં અરબી ભાષામાં મોટા ભાગે ઉપયોગ થાય છે.

અત્રે બીજી બાબત ધ્યાનપાત્ર એ છે કે વાત એમ પણ કહી શકાતી હતી કે “તમે ઈમાનવાળાઓને કહી આપો કે તેઓ મુશ્રિકો સાથે દરગુઝર કરે.” તેના બદલે એવું કહેવામાં આવ્યું છે કે “તે લોકોથી દરગુઝર કરવામાં આવે જેઓ અલ્લાહ તઆલાના મા'મલાઓનું યકીન ધરાવતા નથી.” તેનાથી કદાચ એ વાત તરફ ઈશારો હોય કે તે લોકોને અસલ સજા આખિરતમાં આપવામાં આવશે અને કારણ કે આ લોકો આખિરતની શ્રદ્ધા ધરાવતા નથી એટલા માટે આ સજા તેમના માટે અનઅપેક્ષિત અને અણધારી હશે; અને અનઅપેક્ષિત તકલીફ ઘણી વધારે હોય છે તેથી તેમને પહોંચનારો અઝાબ ઘણો કઠોર હશે અને તેના દ્વારા તેમના બધા જ દુષ્કૃત્યોનો પૂરેપૂરો બદલો લઈ લેવામાં આવશે, દુનિયામાં તમે તે નાની નાની વાતો ઉપર તેમની પકડની ચિંતા ન કરો.

અમુક લોકોએ કહ્યું કે આ આયતનો હુકમ જિહાદના હુકમો નાઝિલ થઈ ગયા પછી મન્સૂખ (રદ) થઈ ગયો પરંતુ ઘણા સંશોધનકાર તફસીરકારોનું કહેવું છે કે આયતનો જિહાદના હુકમ સાથે કોઈ સંબંધ નથી, આ તો સામાન્ય જાહેર સમાજમાં નાની નાની વાતોનો બદલો ન લેવાની તા'લીમ છે જે દરેક યુગ માટે સર્વસામાન્ય છે અને આજે પણ તેનો હુકમ બાકી છે એટલા માટે તેને મન્સૂખ ઠરાવવું ઠીક નથી, ખાસ કરીને જો તેનો શા'ને નુઝૂલ ગઝ્વએ બનુ મુસ્તલિકની ઘટના હોય તો જિહાદની આયતો તેના માટે નાસિખ (રદ કરનાર) નથી બની શકતી કારણ કે જિહાદની આયતો તેનાથી પહેલાં નાઝિલ થઈ ચૂકી હતી.

---

## આયતો : (સૂરએ જાષિયહ : આયત નં. ૧૬ થી ૨૦)

| |
|---|
| وَلَقَدْ آتَيْنَا بَنِي إِسْرَائِيلَ الْكِتَابَ وَالْحُكْمَ وَالنُّبُوَّةَ وَرَزَقْنَاهُم مِّنَ الطَّيِّبَاتِ |
| وَفَضَّلْنَاهُمْ عَلَى الْعَالَمِينَ ﴿١٦﴾ وَآتَيْنَاهُم بَيِّنَاتٍ مِّنَ الْأَمْرِ ۖ فَمَا اخْتَلَفُوا إِلَّا مِن بَعْدِ |
| مَا جَاءَهُمُ الْعِلْمُ بَغْيًا بَيْنَهُمْ ۚ إِنَّ رَبَّكَ يَقْضِي بَيْنَهُمْ يَوْمَ الْقِيَامَةِ فِيمَا كَانُوا فِيهِ |

يَخْتَلِفُوْنَ ﴿١٧﴾ ثُمَّ جَعَلْنٰكَ عَلٰى شَرِيْعَةٍ مِّنَ الْاَمْرِ فَاتَّبِعْهَا وَلَا تَتَّبِعْ اَهْوَآءَ
الَّذِيْنَ لَا يَعْلَمُوْنَ ﴿١٨﴾ اِنَّهُمْ لَنْ يُّغْنُوْا عَنْكَ مِنَ اللّٰهِ شَيْـًٔا ۗ وَاِنَّ الظّٰلِمِيْنَ
بَعْضُهُمْ اَوْلِيَآءُ بَعْضٍ ۚ وَاللّٰهُ وَلِيُّ الْمُتَّقِيْنَ ﴿١٩﴾ هٰذَا بَصَآئِرُ لِلنَّاسِ وَهُدًى
وَّرَحْمَةٌ لِّقَوْمٍ يُّوْقِنُوْنَ ﴿٢٠﴾

**તરજુમો :**

*અને અમે બની ઈસ્રાઈલને કિતાબ અને હુકૂમત અને પયગમ્બરી આપી અને ખાવા માટે પવિત્ર (સ્વચ્છ) વસ્તુઓમાંથી આપ્યું અને તેમને જગત ઉપર શ્રેષ્ઠતા આપી. (૧૬) અને તેમને દીનની ખુલ્લી (સ્પષ્ટ) વાતો (દલીલો) આપી, પછી તેમણે જે સમજમાં આવી ચૂક્યા પછી પરસ્પરની હઠધર્મીના કારણે વિવાદ કર્યો નિઃશંક તારો પરવરદિગાર તેમની વચ્ચે કયામતના દિવસે ફેંસલો કરશે જે વાતમાં તેઓ (વાદ–)વિવાદ કરતા હતા. (૧૭) પછી અમે તમને એક માર્ગ ઉપર રાખ્યા દીનના કામ માટે; બસ તમે તેના જ ઉપર ચાલો અને નાદાનોની મનેચ્છાઓ ઉપર ન ચાલો. (૧૮) અને ખરેખર અલ્લાહ સમક્ષ કદાપિ તેઓ તમારા કંઈ કામ લાગશે નહીં અને નિઃશંક જાલિમો એકબીજાના મિત્ર છે અને અલ્લાહ મુત્તકીઓ (અલ્લાહ તઆલાથી ડરનારાઓ)નો કાર્યસાધક (આશ્રયદાતા) છે. (૧૯) આ સમજદારીની વાતો છે લોકો માટે અને હિદાયતની અને રહમત છે તે લોકો માટે જેઓ શ્રદ્ધા ધરાવે છે. (૨૦)*

**તફસીર :**

અને (નુબુવ્વત કોઈ અનોખી વસ્તુ નથી જેથી તેનો ઈન્કાર કરવામાં આવે એટલા માટે આથી પહેલાં) અમે બની ઈસ્રાઈલને (આસમાની) કિતાબ અને હિકમત (એટલે કે ઈલ્મ અને હુકમો) તથા નુબુવ્વત આપી હતી (એટલે કે તેમનામાં અંબિયા અલૈ. પેદા કર્યા હતા) અને અમે તેમને સ્વચ્છ પવિત્ર વસ્તુઓ ખાવા આપી હતી (એ રીતે કે તીહના મેદાનમાં "મન્ન અને સલવા" ઉતાર્યું અને તેમને સિરીયા દેશના માલિક બનાવ્યા જે પૃથ્વી ઉપર બરકતોવાળું છે) અને અમે

(અમુક બાબતોમાં દાખલા તરીકે સમુદ્રને ફાડવું, વાદળોનો છાંયડો કરવો વગેરે) તેમને જગતવાળાઓ ઉપર શ્રેષ્ઠતા આપી અને અમે તેમને દીન વિશે ખુલ્લી ખુલ્લી દલીલો આપી (એટલે કે તેમને ઘણા ખુલ્લા મોઅ્જિઝાઓ બતાવ્યા, મતલબ કે આસમાની, રૂહાની અને જ્ઞાનની દરેક પ્રકારની નેઅ્મતો આપી) બસ (તેમણે તો ખૂબ આજ્ઞાપાલન કરવું જોઈતું હતું પરંતુ) તેમણે જ્ઞાન આવ્યા પછી જ પરસ્પર મતભેદ કર્યો પરસ્પરના હઠાગ્રહના કારણે (જેનું વર્ણન બીજા સિપારાના "સલ બની ઈસ્રાઈલ" રુકૂઅ્માં આવી ચૂક્યું છે, મતલબ એ છે કે જે જ્ઞાન મતભેદ સમાપ્ત કરવાનું કારણ બનવું જોઈતું હતું તેમણે પોતાની મનેચ્છાઓના કારણે ઊલટાનું મતભેદનું કારણ બનાવી લીધું બસ) તમારો પરવરદિગાર તેમની વચ્ચે કયામતના દિવસે તે બાબતોમાં (પ્રેક્ટિકલ) ફેસલો કરી આપશે જેમાં તેઓ પરસ્પર મતભેદ કર્યા કરતા હતા, પછી (બની ઈસ્રાઈલમાં નુબુવ્વતનો યુગ સમાપ્ત થયા પછી) અમે તમને (નુબુવ્વત આપી અને તમને) દીનના એક ખાસ માર્ગ ઉપર કરી દીધા, બસ તમે તે જ માર્ગ ઉપર ચાલ્યા કરો (એટલે કે અમલમાં પણ અને તબ્લીગમાં પણ) અને આ જાહિલોની ઈચ્છાઓ ઉપર ન ચાલો (એટલે કે તેમની ઈચ્છા તો એવી છે કે તમે તબ્લીગ છોડી દો અને એટલા જ માટે તેઓ તમને અનેક પ્રકારે પરેશાન કરે છે જેથી તમે તંગ આવીને તબ્લીગને છોડી દો, બસ તમારાથી જો કે એવું થવાની સંભાવના જ નથી પરંતુ તબ્લીગનું કાર્ય કરતા રહેવાની કાળજી માટે તમને ફરી એનો હુકમ થાય છે. આગળ આ જ શૈલીમાં આ હુકમનું પરિણામ ફરમાવવામાં આવે છે કે) આ લોકો અલ્લાહના મુકાબલામાં તમને સહેજ પણ કામ નથી લાગી શકતા (બસ તેમનું અનુસરણ ન થવા પામે) અને જાલિમ લોકો એકબીજાના મિત્ર હોય છે (અને એકબીજાનું કહ્યું માને છે) અને અલ્લાહ પરહેઝગારોનો દોસ્ત છે (અને પરહેઝગારો તેનું કહ્યું માન્યા કરે છે, બસ જ્યારે તમે જાલિમ નથી બલકે પરહેઝગારોના સરદાર છો તો તમને તેના અનુસરણ સાથે શું સંબંધ ?! અલબત્ત અલ્લાહના હુકમોના અનુસરણ સાથે ખાસ સંબંધ છે, મતલબ કે તમે નુબુવ્વતવાળા અને સાચી શરીઅતવાળા છો અને) આ કુર્આન (જે તમને મળ્યું છે તે) સામાન્ય લોકો માટે સમજદારીનું કારણ અને હિદાયતનું માધ્યમ છે અને યકીન (એટલે કે ઈમાન) લાવનારાઓ માટે મોટી રહમત(નું કારણ) છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોનો વિષય રસૂલે કરીમ ﷺની રિસાલતની સાબિતીઓ છે અને તેના સંદર્ભમાં કાફિરોનો પીડા પહોંચાડવા ઉપર આપ ﷺને આશ્વાસન પણ આપવામાં આવ્યું છે. ....إِنَّ رَبَّكَ يَقْضِي بَيْنَهُمْ એટલે સુધી કે આયતોના વિષયથી બે વાતો જાણવા મળી, એક તો બની ઈસ્રાઈલને નુબુવ્વત અને કિતાબ આપવાથી રસૂલે કરીમ ﷺની નુબુવ્વતનું સમર્થન, બીજું આપ ﷺને આશ્વાસન કે બની ઈસ્રાઈલના વિરોધનું જે કારણ સામે આવી રહ્યું હતું તે જ તમારી કોમના તમારી સાથે મતભેદ કરવામાં સામે આવી રહ્યું છે, એટલે કે "દુનિયાની મહોબ્બત તથા ઈર્ષ્યા અને મનેચ્છાઓ." એવું નથી કે તમારી દલીલોમાં કોઈ ઉણપ હોય ! બસ તમે ગમ ન કરો. *(બયાનુલ કુર્આન)*

## આપણા માટે પાછલી ઉમ્મતોના શરીઅતોના હુકમની સ્થિતિ :

ثُمَّ جَعَلْنٰكَ عَلٰى شَرِيْعَةٍ مِّنَ الْاَمْرِ (પછી અમે તમને દીનના એક ખાસ માર્ગ ઉપર કરી દીધા) અત્રે એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે દીને ઈસ્લામના અમુક તો મૂળભૂત અકીદાઓ છે, દાખલા તરીકે તવહીદ અને આખિરત વગેરે અને અમુક વ્યવહારુ જિંદગી સાથે સંલગ્ન હુકમો છે, જ્યાં સુધી મૂળભૂત માન્યતાઓનો સંબંધ છે તે તો દરેક નબીની ઉમ્મતમાં સરખા રહ્યા છે અને તેમાં ક્યારેય પરિવર્તન અથવા સુધારો થયો નથી પરંતુ વ્યવહારુ જિંદગીના હુકમો વિવિધ અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં પોતપોતાના સમય અનુસાર બદલાતા રહ્યા છે, પ્રસ્તુત આયતમાં આ જ બીજા પ્રકારના હુકમોને "દીનના એક ખાસ માર્ગ"થી ઓળખાવવામાં આવ્યા અને એ જ કારણે ફુકૂહાએ આ આયતથી એ પરિણામ કાઢ્યું છે કે ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ માટે માત્ર શરીઅતે મુહમ્મદી ﷺના જ હુકમો ઉપર અમલ કરવો ફરજ છે, પાછલી ઉમ્મતોને જે હુકમો આપવામાં આવ્યા હતા તે આપણા માટે એ સમય સુધી અમલ કરવા ફરજ નથી જ્યાં સુધી કુર્આન અને સુન્નત વડે તેનું સમર્થન ન થાય, પછી સમર્થનનું એક સ્વરૂપ તો એ છે કે કુર્આન અથવા હદીષમાં સ્પષ્ટ રીતે એવું કહેવામાં આવ્યું હોય કે ફલાણા નબીની ઉમ્મતનો હુકમ આપણા માટે પણ અમલ કરવો ફરજ છે અને બીજું સ્વરૂપ એ છે કે કુર્આને કરીમ અથવા રસૂલે કરીમ ﷺ અથવા કોઈ

પાછલી ઉમ્મતનો કોઇ હુકમ વખાણ સ્વરૂપે અથવા ભલી રીતે વર્ણન કરવામાં આવ્યો હોય તેના વિશે એવું કહેવામાં ન આવ્યું હોય કે આ હુકમ આપણા સમયમાં મન્સૂખ થઈ ગયો છે એનાથી પણ એવી જાણ થાય છે કે આ હુકમ આપણી શરીઅતમાં પણ ચાલુ છે અને વાસ્તવમાં એ હુકમનો અમલ કરવો વાજિબ હોવું પણ આ સ્વરૂપમાં શરીઅતે મુહમ્મદી ﷺનો એક વિભાગ હોવાના સ્વરૂપે જ હોય છે, અત્રે આટલી વાત મસ્અલાની વાસ્તવિકતા સમજવા માટે પૂરતી છે, વિગતો ફિક્હના નિયમોની કિતાબોમાં ઉપસ્થિત છે.

---

**આયતો : (સૂરએ જાષિયહ : આયત નં. ૨૧-૨૨)**

أَمْ حَسِبَ الَّذِينَ اجْتَرَحُوا السَّيِّئَاتِ أَنْ نَجْعَلَهُمْ كَالَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ
سَوَاءً مَحْيَاهُمْ وَمَمَاتُهُمْ ۚ سَاءَ مَا يَحْكُمُونَ ﴿٢١﴾ وَخَلَقَ اللَّهُ السَّمَاوَاتِ وَ
الْأَرْضَ بِالْحَقِّ وَلِتُجْزَىٰ كُلُّ نَفْسٍ بِمَا كَسَبَتْ وَهُمْ لَا يُظْلَمُونَ ﴿٢٢﴾

**તરજુમો :**

*શું જેમણે બુરાઈ કમાઈ છે એવી ધારણા રાખે છે કે અમે તેમને તે લોકો સમાન કરી દઈશું કે જેઓ ઈમાન લાવ્યા અને ભલા કામ કર્યા !? તેમનું જીવવું અને મરવું એક સમાન છે ! ઘણા બુરા દા'વા (ફેસલા) છે જે તેઓ કરી રહ્યા છે. (૨૧) અને અલ્લાહે આસમાનો અને જમીન સત્યતાપૂર્વક (જેવા હોવા જોઈએ એવા હિકમતથી) સર્જ્યા છે અને જેથી દરેક પોતાની કમાઈનો બદલો પામે અને તેમના ઉપર જુલમ થશે નહીં. (૨૨)*

**તફસીર :**

આ (કયામતનો ઈન્કાર કરનારા) લોકો જે દુષ્કૃત્યો (કુફ્ર, શિર્ક, જુલમ અને ગુનાહો) કરે છે શું એવું ધારે છે કે અમે તેમને તે લોકો બરાબર રાખીશું જેમણે ઈમાન અને નેક અમલો અપનાવ્યા કે તે સૌનું જીવવું અને મરવું એકસમાન થઈ જાય !? (એટલે કે મો'મિનોનું મરવું અને જીવવું એ અર્થમાં એકસમાન થઈ જાય કે જે રીતે મો'મિનો જિંદગીમાં આનંદ પ્રમોદથી લાભાન્વિત

ન થયા એ જ પ્રમાણે મોત પછી પણ તેઓ વંચિત રહે અને કાફિરોનું મરવું જીવવું પણ આ અર્થમાં મો'મિનો સમાન થઈ જાય કે જે રીતે આ જિંદગીમાં અઝાબ અને તકલીફોથી બચેલા રહ્યા એ જ પ્રમાણે મર્યા પછી પણ અઝાબથી સલામત રહે, ભાવાર્થ એ છે કે તેમના આખિરતના ઈન્કારથી એ માન્યતા જરૂરી બને છે કે આજ્ઞાપાલક બંદાઓને ક્યારેય આજ્ઞાપાલનનું ફળ ન મળે અને વિરોધીઓ ઉપર ક્યારેય વિરોધ કરવાનો વબાલ ન પડે પરંતુ તેઓ) આ ઘણો ખરાબ (વાહિયાત) ફેંસલો કરે છે અને અલ્લાહ તઆલાએ આસમાનો અને જમીનને હિકમત સાથે પેદા કર્યા (એક હિકમત તો એ છે કે તે મહાન મખ્લૂકના સર્જન ઉપર કાબૂ ધરાવવું નજર સમક્ષ આવી જવાથી દરેક બુદ્ધિશાળી એવું પણ સમજી લેશે કે જે પ્રથમ વખતે આ વસ્તુઓને પેદા કરી શકે છે તે તેમને નષ્ટ કરીને ફરીવાર પણ એ જ રીતે મોજૂદ કરી શકે છે જેથી કયામત અને આખિરતનું અસ્તિત્વ સાબિત થાય) અને (બીજી હિકમત એ છે કે) જેથી દરેક વ્યક્તિને તેના કર્યાનો બદલો આપવામાં આવે (અને આ બધું જાણીએ છીએ કે દુનિયામાં સંપૂર્ણ બદલો છે જ નથી એટલા માટે આખિરતનું હોવું જરૂરી બની ગયું) અને (આ બદલામાં) તેમના ઉપર જુલમ કરવામાં આવશે નહીં.

## મસ્અલા અને બોધપાઠ :

**આખિરતની દુનિયા; તેમાં બદલો અને સજા પામવું તાર્કિક રીતે પણ આવશ્યક છે :**

પ્રસ્તુત બે આયતોમાંથી પ્રથમ આયતનો ખુલાસો બદલાનો દિવસ જરૂરી હોવા ઉપર એક તાર્કિક દલીલ છે, તે એ કે એ વાત તો દરેક વ્યક્તિની નજર સમક્ષ છે, કોઈને તેનો ઈન્કાર કરવાની સંભાવના નથી કે દુનિયામાં સદ્કર્મો અને દુષ્કર્મોનો બદલો સંપૂર્ણ નથી મળતો, બલકે સામાન્ય રીતે કાફિરો, દુષ્ટો, દુનિયાની દોલત અને આનંદ પ્રમોદમાં જીવન પસાર કરે છે અને અલ્લાહ તઆલાના આજ્ઞાપાલક બંદાઓ ગરીબી, ભૂખ અને મુસીબતો તથા આફતોમાં સપડાયેલા રહે છે, પ્રથમ તો દુનિયામાં દુષ્ટ ગુનેહગારોના અપરાધની જાણ જ મોટે ભાગે નથી થતી અને જો જાણમાં આવી જાય તો પણ તેઓ પકડાતા નથી, જો ક્યારેક પકડાઈ પણ જાય તો હલાલ-હરામ, સાચ-જૂઠની પરવા કર્યા વિના

સજાથી બચવાના માર્ગ શોધી લે છે અને સો માંથી કોઈ એકને સજા પણ કરવામાં આવે તો તે પણ તેના દુષ્કૃત્યની સંપૂર્ણ સજા નથી હોતી, આ રીતે અલ્લાહ તઆલાના બાગી પોતાની મનેચ્છાઓની પૂરતી આ દુનિયવી જિંદગીમાં છડેચોક કરતા રહે છે અને બીચારા મો'મિનો શરીઅતના પાબંદ ઘણી બધી દોલત અને આનંદ પ્રમોદની બાબતોને તો હરામ સમજીને છોડી દે છે તથા મુસીબતો અને આફતોથી બચવા માટે પણ માત્ર જાઈઝ પદ્ધતિઓ અપનાવે છે એટલા માટે દુનિયામાં તેમનું મોટી રાહતો અને આનંદ પ્રમોદથી વંચિત રહેવું દેખીતું છે અને જ્યારે એ જાણ થઈ કે આ દુનિયામાં કર્મોનો સંપૂર્ણ બદલો નથી મળતો તો જો હવે આ દુનિયા પછી બીજી આખિરતની દુનિયા અને તેમાં ફરીવારની જિંદગી તથા બદલો અને સજાનું લાગુ પડવું ન હોય તો પછી દુનિયામાં કોઈ ચોરી, લૂંટમાર, વ્યભિચાર, હત્યા વગેરેને ગુનોહ કહેવું મૂર્ખાઈ સિવાય બીજું શું છે ? આ લોકો તો મોટે ભાગે દુનિયામાં ઘણી સફળ જિંદગી વ્યતિત કરે છે, એક ચોર, ડાકૂ એક રાતમાં એટલી દોલત પ્રાપ્ત કરી લે છે જે એક ગ્રેજ્યુએટ વર્ષો વર્ષની નોકરી અને મહેનતથી પ્રાપ્ત નથી કરી શકતો તો જો આખિરત અને તેનો હિસાબ કિતાબ કોઈ બાબત જ ન હોય તો આ ચોર ડાકૂને તે ડાહ્યા ગ્રેજ્યુએટ કરતાં ઉત્તમ અને સારો કહેવો પડશે કે આ બાબતને કોઈ સમજદાર પસંદ નથી કરી શકતો, રહ્યું એવું કહેવું કે આ લોકો ઉપર દુનિયામાં કઠોર સજાઓ દરેક સરકારે નક્કી કરી રાખી છે પરંતુ આજકાલ અનુભવ એવું બતાવી રહ્યો છે કે અપરાધીઓ માત્ર તે જ પકડમાં આવે છે જેઓ મૂર્ખા હોય, હોશિયાર અને રીઢા ગુનેગારો માટે સજાથી બચવાના માર્ગો ખુલ્લા છે, એક લાંચ રુશ્વતનો ચોર દરવાજો તેમના છૂટી જવા માટે પૂરતો છે, ખુલાસો એ છે કે યા તો એવું સ્વીકારી લેવામાં આવે કે દુનિયામાં કોઈ ભલાઈ-બુરાઈ નેકી-બદી કોઈ વસ્તુ જ નથી ! પોતાનો સ્વાર્થ જે રીતે પણ સધાતો હોય તે સવાબ છે પરંતુ આ દુનિયામાં એવું કોઈ માનતું નથી અને જ્યારે નેકી-બદીનો તફાવત સ્વીકારવામાં આવે છે તો પછી બંનેનું પરિણામ કઈ રીતે બરાબર હોઈ શકે ?! બલકે દુષ્ટ અને અપરાધીઓ નેક અને ભલા વ્યક્તિ કરતાં વધારે આરામમાં કઈ રીતે રહે !? તેનાથી મોટો અત્યાચાર તો કોઈ નથી હોઈ શકતો ! આથી જ કુર્આને કરીમે પ્રસ્તુત આયતમાં ફરમાવ્યું કે શું તમે એવું ઇચ્છો છો કે ગુનેહગાર અને બિનગુનેહગાર બંનેને દુનિયા અને આખિરતમાં એકસમાન

કરી દેવામાં આવે ?! سَوَآءً مَّحْيَاهُمْ وَمَمَاتُهُمْ આ અત્યંત મૂર્ખતાપૂર્ણ ફેસલો છે તો જ્યારે કે દુનિયામાં નેકી-બદીનો બદલો અને સજા સંપૂર્ણ નથી મળતી તો આખિરતની બીજી જિંદગી અને તેમાં બદલો અને સજા હોવું આવશ્યક છે, બીજી આયતમાં પણ આ જ વિષયની પૂર્ણતા માટે કહેવામાં આવ્યું, وَلِتُجْزٰى كُلُّ نَفْسٍۢ بِمَا كَسَبَتْ وَهُمْ لَا يُظْلَمُوْنَ એટલે કે જુલમ અને બળજબરીને ખતમ કરવા તથા ન્યાયને સ્થાપિત કરવા માટે બદલાના દિવસનું હોવું આવશ્યક છે, રહી એ શંકા કે દુનિયામાં જ દરેક કર્મોનો બદલો સારો અથવા ખરાબ કેમ પૂર્ણ કરી દેવામાં ન આવે ! આ એ તકવીની હિકમતના વિરુદ્ધ છે કે આ દુનિયાને અલ્લાહ તઆલાએ કર્મોનું સ્થળ તથા કસોટીનું ઘર બનાવ્યું છે, બદલાનું સ્થળ નથી બનાવ્યું. વલ્લાહુ અઅ્‌લમુ.

---

## આયતો : (સૂરએ જાષિયહ : આયત નં. ૨૩ થી ૨૬)

| |
|---|
| اَفَرَءَيْتَ مَنِ اتَّخَذَ اِلٰهَهٗ هَوٰىهُ وَاَضَلَّهُ اللّٰهُ عَلٰى عِلْمٍ وَّخَتَمَ عَلٰى سَمْعِهٖ |
| وَقَلْبِهٖ وَجَعَلَ عَلٰى بَصَرِهٖ غِشٰوَةً ؕ فَمَنْ يَّهْدِيْهِ مِنْۢ بَعْدِ اللّٰهِ ؕ اَفَلَا تَذَكَّرُوْنَ ﴿۲۳﴾ |
| وَقَالُوْا مَا هِيَ اِلَّا حَيَاتُنَا الدُّنْيَا نَمُوْتُ وَنَحْيَا وَمَا يُهْلِكُنَآ اِلَّا الدَّهْرُ ۚ وَمَا لَهُمْ |
| بِذٰلِكَ مِنْ عِلْمٍ ۚ اِنْ هُمْ اِلَّا يَظُنُّوْنَ ﴿۲۴﴾ وَاِذَا تُتْلٰى عَلَيْهِمْ اٰيٰتُنَا بَيِّنٰتٍ مَّا كَانَ |
| حُجَّتَهُمْ اِلَّآ اَنْ قَالُوا ائْتُوْا بِاٰبَآئِنَآ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿۲۵﴾ قُلِ اللّٰهُ يُحْيِيْكُمْ ثُمَّ يُمِيْتُكُمْ |
| ثُمَّ يَجْمَعُكُمْ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ لَا رَيْبَ فِيْهِ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿۲۶﴾ ع |

### તરજુમો :

*ભલા જુઓ તો જેણે પોતાનો મઅ્‌બૂદ પોતાની મનેચ્છાને ઠરાવી લીધો અને અલ્લાહે (પણ) જાણી લઈને તેને ગુમરાહ રાખ્યો; અને તેના કાન (શ્રવણ શક્તિ) ઉપર અને દિલ ઉપર મહોર લગાવી દીધી અને તેની આંખો ઉપર પડદો નાંખી દીધો, પછી તેને અલ્લાહના સિવાય કોણ માર્ગ ઉપર લાવે !? બસ શું તમે વિચાર નથી કરતા !? (૨૩) અને કહે છે, બીજું કંઈ જ નથી;*

*બસ આ જ છે અમારું દુનિયાનું જીવવું, અમે મરીએ છીએ અને જીવીએ છીએ અને અમે જે મરીએ છીએ બસ યુગ (કાળચક) પ્રમાણે ! અને તેમને તેની કંઈ જ ખબર નથી માત્ર અટકળો ચલાવે છે. (૨૪) અને જ્યારે તેમને અમારી ખુલ્લી (સ્પષ્ટ) આયતો સંભળાવવામાં આવે તેમની અન્ય કોઈ દલીલ નથી પરંતુ એ જ કે કહે છે, અમારા બાપદાદાઓને લઈ આવો જો તમે સાચા છો ! (૨૫) તમે કહો કે અલ્લાહ જ તમને જીવાડે છે પછી તમને મૃત્યુ આપશે, પછી કયામતના દિવસે તમને ભેગા કરશે; એમાં કોઈ શંકા નથી પરંતુ ઘણા લોકો સમજતા નથી. (૨૬)*

**તફસીર :**

બસ શું (તવહીદ અને આખિરતના આ સ્પષ્ટ વર્ણનો પછી) તમે તે વ્યક્તિની હાલત પણ જોઈ જેણે પોતાનો મઅ્બૂદ પોતાની મનેચ્છાઓને બનાવી રાખ્યો છે (કે જે દિલમાં આવે છે તેની જ પાછળ ચાલતો રહે છે) અને અલ્લાહ તઆલાએ જેને જાણી લીધા છતાં ગુમરાહ કરી દીધો છે (કે સત્યને સાંભળે અને સમજે પણ છે પરંતુ મનેચ્છાઓના અનુસરણથી માર્ગ ભટકી ગયો) અને (અલ્લાહ તઆલાએ) તેના કાન અને દિલ ઉપર સીલ મારી દીધું છે અને તેની આંખ ઉપર પડદો નાંખી દીધો છે (એટલે કે મનેચ્છાઓની પૂજાના કારણે સત્યના સ્વીકાર કરવાની ક્ષમતા અત્યંત મંદ પડી ગઈ) બસ આવા વ્યક્તિને અલ્લાહ(ના ગુમરાહ કરી દીધા) પછી કોણ માર્ગ બતાવે !? (તેમાં આશ્વાસન પણ છે, આગળ તે ઈન્કારીઓની શા'ન ઠેકાણે લાવવા માટે સંબોધન છે કે) શું તમે (આ વર્ણનો સાંભળ્યા) પછી પણ નથી સમજતા ? (એટલે કે એવું સમજવું જે લાભદાયક હોય જો કે સામાન્ય અર્થના આધારે તેઓ આ બાબત સમજતા હતા) અને આ (કયામતના ઈન્કાર કરનારા) લોકો એવું કહે છે કે દુનિયાની આ જિંદગી સિવાય અમારી અન્ય કોઈ જિંદગી (આખિરતમાં) નથી, અમારે (અહીંયાં જ એક મોતે) મરવાનું છે અને (અહીંયાં જ એક જીવન) જીવવાનું છે, (હેતુ એ છે કે મોતની જેમ જિંદગી પણ દુનિયાની જ સાથે ખાસ છે) અને અમને માત્ર કાળચક અનુસાર મોત આવે છે (મતલબ એ છે કે સમય પસાર થવાની સાથે સાથે શારીરિક શક્તિઓ નબળી થઈ જાય છે અને સ્વાભાવિક કારણોસર મોત આવે છે અને એ જ રીતે જિંદગીનું કારણ પણ સ્વાભાવિક અને ભૌતિક છે, બસ જ્યારે મોત અને

જિંદગી સ્વાભાવિક અને ભૌતિક કારણોના તા'બે છે અને ભૌતિક કારણો આખિરતની જિંદગીનો તકાદો નથી કરતા તો આખિરતની જિંદગી હશે જ નહીં) અને તે લોકોની પાસે તેના ઉપર કોઈ દલીલ નથી, માત્ર અટકળો હાંકી રહ્યા છે (એટલે કે આખિરતની જિંદગીના નકાર ઉપર કોઈ દલીલ નથી) અને (ન જ સત્યવાળાઓની દલીલનો તેઓ કંઈ જવાબ આપી શકે છે એટલા માટે) જે સમયે (આ વિશે) તેમની સામે અમારી ખુલ્લી ખુલ્લી આયતો પઢવામાં આવે છે (જે હેતુ સાબિત કરવા માટે પૂરતી છે) તો તેમનો (એના ઉપર) તેના સિવાય અન્ય કોઈ જવાબ નથી હોતો કે કહે છે કે અમારા બાપ દાદાઓને (સજીવન કરીને) સામે લઈ આવો જો તમે (આ દા'વામાં) સાચા છો ! (અને આ જવાબ સિવાય અન્ય કોઈ જવાબ આપી શકતા નથી, દાખલા તરીકે એ કે કોઈ તાર્કિક દલીલથી તેનું તાર્કિક રીતે અશક્ય હોવું સાબિત કરી આપે) તમે (તેમના જવાબમાં) એવું કહી આપો કે અલ્લાહ તઆલા તમને (જ્યાં સુધી ઈચ્છે છે) જીવીત રાખે છે, પછી (જ્યારે ઈચ્છશે) તમને મોત આપશે, પછી કયામતના દિવસે જે(ના ઉપસ્થિત થવા)માં જરાય શંકા નથી તમને (જીવીત કરીને) એકઠા કરશે (બસ તે દિવસના જીવીત કરવાનો દા'વો છે અને દુનિયામાં મૃત લોકોને જીવીત ન કરવાથી તે દિવસે સજીવન કરવાનો નકાર જરૂરી બનતો નથી) પરંતુ ઘણા લોકો સમજતા નથી (અને વિના દલીલે સત્યનો ઈન્કાર કરે છે).

## મસ્અલા અને બોધપાઠ :

مَنِ اتَّخَذَ اِلٰهَهٗ هَوٰهُ એટલે કે, તે વ્યક્તિ જેણે પોતાની મનેચ્છાઓને પોતાનો મઅ્બૂદ બનાવી લીધો, એ તો દેખીતું છે કે કોઈ કાફિર પણ પોતાની મનેચ્છાઓને પોતાનો ખુદા અથવા મઅ્બૂદ નથી કહેતો પરંતુ કુર્આને કરીમની આ આયતે બતાવ્યું કે ઈબાદત વાસ્તવમાં આજ્ઞાપાલનનું નામ છે, જે વ્યક્તિ અલ્લાહની આજ્ઞાપાલનના મુકાબલામાં કોઈ અન્યના આજ્ઞાપાલનને અપનાવે તે જ તેનો મઅ્બૂદ કહેવાશે તો જે વ્યક્તિને હલાલ અને હરામ તથા જાઈઝ અને નાજાઈઝની પરવા ન હોય, અલ્લાહ તઆલાએ જેને હરામ કર્યું છે તે તેમાં અલ્લાહનો હુકમ માનવાને બદલે પોતાની મનેચ્છાઓનું અનુસરણ કરે તો ભલે એ પોતાની મનેચ્છાને પોતાના મુખે પોતાનો મઅ્બૂદ ન કહે પરંતુ વાસ્તવમાં તે જ તેનો મઅ્બૂદ થયો, આ જ વિષયને કોઈ વલીએ આ શે'રમાં કહ્યું છે,

سودہ گشت از سجدۂ راہِ بتاں پیشانیم    چند بر خود تہمتِ دینِ مسلمانی نہم

તેમાં મનેચ્છાઓને મૂર્તિઓથી ઓળખાવવામાં આવી છે જેણે પોતાની મનેચ્છાઓને જ પોતાના ઈમામ અને અનુસરણ કરવાપાત્ર બનાવી લીધું અને તેની પાછળ ચાલવા લાગ્યા તો જાણે આ મનેચ્છાઓ જ તેની મૂર્તિઓ છે. હઝરત અબૂ ઉમામહ (રદિ.)એ ફરમાવ્યું કે મેં રસૂલે કરીમ ﷺ પાસેથી સાંભળ્યું છે કે આસમાનની નીચે દુનિયામાં જેટલા મઅ્બૂદોની ઈબાદત કરવામાં આવી છે તેમાં સૌથી વધારે તિરસ્કૃત અલ્લાહ તઆલા સમીપ هَــوٰى "હવા" (એટલે કે મનેચ્છાઓ) છે, હઝરત શદાદ બિન ઔષ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે બુદ્ધિશાળી તે વ્યક્તિ છે જે પોતાના નફ્સને કાબૂમાં રાખે અને મોત પછીના જીવન માટે અમલ કરે અને દુષ્ટ તે છે જે પોતાના નફ્સને તેની મનેચ્છાઓ પાછળ છોડી દે અને તે છતાં અલ્લાહ તઆલા પાસે આખિરતની ભલાઈની તમન્ના કરતો રહે, હઝરત સહલ બિન અબ્દુલ્લાહ તસ્તરી (રહ.)એ ફરમાવ્યું કે તમારી બીમારી તમારી મનેચ્છાઓ છે, હા ! જો તમે તેનાથી ઊલટું કરો તો આ બીમારી જ તમારી દવા પણ છે. (આ બધી રિવાયતો કુર્તુબીમાંથી લેવામાં આવી છે.)



وَمَا يُهْلِكُنَآ اِلَّا الدَّهْرُ માં શબ્દ دَهْر (દહ્ર) અસલમાં સમયના તે કાળચક્રનું નામ છે જે આ વિશ્વની ઉત્પત્તિથી લઈ અંત સુધીનો ગાળો છે અને ક્યારેક ઘણી લાંબી મુદ્દતના કાળને પણ "દહ્ર" કહેવામાં આવે છે, કાફિરોએ આ નિવેદન દલીલ સ્વરૂપે રજૂ કર્યું છે કે અમારી મોત અને જિંદગીનો અલ્લાહ તઆલાના હુકમ અને ઈચ્છા સાથે કોઈ સંબંધ નથી, બલકે તે સ્વાભાવિક અને ભૌતિક કારણોના તા'બે છે જેનું પ્રત્યક્ષ અવલોકન મોત વિશે તો બધા કરી શકે છે કે શરીરના અવયવો અને તેની શક્તિઓ વપરાવાથી ઘસાતાં રહે છે અને એક સમયકાળે લાંબો સમય પસાર થયા પછી તે બિલકુલ સમાપ્ત થઈ જાય છે અને તેનું જ નામ મોત છે, એના જ ઉપર જિંદગીને પણ અનુમાનિત કરી લો કે તે પણ કોઈ અલ્લાહના હુકમથી નથી બલકે ભૌતિક કારણો અને પ્રવૃત્તિઓથી પ્રાપ્ત થયેલ છે. આ ઈન્કારીઓની દલીલ હતી.

**دَهْر (દહ્ર) અથવા સમયને ખરાબ કહેવું સારું નથી :**

કાફિરો અને મુશ્રિકો સમયચક્રને જ સમગ્ર સૃષ્ટિ અને તેની સારી

પરિસ્થિતિનું કારણ ઠરાવતા હતા અને તેના જ તરફ સંબંધ જોડતા હતા, જેમકે આ આયતમાં વર્ણન કરવામાં આવ્યું છે, જ્યારે કે વાસ્તવમાં આ બધી પ્રવૃત્તિઓ અલ્લાહ જલ્લ શા'નુહૂની શક્તિ અને ઇરાદાથી થાય છે એટલા જ માટે સહીહ હદીષોમાં "દહ્ર અથવા સમય"ને ખરાબ કહેવાની મનાઈ આવી છે, કારણ કે કાફિરો જે શક્તિને "દહ્ર" શબ્દથી ઓળખાવ્યા કરતા હતા વાસ્તવમાં તે શક્તિ અને કુદરત અલ્લાહ તઆલાની જ છે એટલા માટે દહ્રને ખરાબ કહેવાનું પરિણામ વાસ્તવમાં અલ્લાહ તઆલા સુધી પહોંચે છે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે "દહ્ર"ને બુરો ન કહો કારણ કે દહ્ર વાસ્તવમાં અલ્લાહ જ છે, તેનો ભાવાર્થ એ છે કે આ જાહિલો જે કાર્યને દહ્રનું કાર્ય કહે છે તે વાસ્તવમાં અલ્લાહ તઆલાની જ શક્તિ અને કુદરતનું કાર્ય છે, દહ્ર કોઈ વસ્તુ નથી આથી એવું જરૂરી નથી બનતું કે દહ્ર અલ્લાહ તઆલાના નામોમાંથી કોઈ નામ હોય, કારણ કે અહીંયાં રૂપક સ્વરૂપે અલ્લાહ તઆલાને "દહ્ર" કહેવામાં આવેલ છે.

---

## આયતો : (સૂરએ જાષિયહ : આયત નં. ૨૭ થી ૩૭)

وَلِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ وَيَوْمَ تَقُوْمُ السَّاعَةُ يَوْمَىِٕذٍ
يَّخْسَرُ الْمُبْطِلُوْنَ ﴿٢٧﴾ وَتَرٰى كُلَّ اُمَّةٍ جَاثِيَةً ۣ كُلُّ اُمَّةٍ تُدْعٰٓى اِلٰى كِتٰبِهَا ۭ
اَلْيَوْمَ تُجْزَوْنَ مَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٢٨﴾ هٰذَا كِتٰبُنَا يَنْطِقُ عَلَيْكُمْ بِالْحَقِّ ۭ
اِنَّا كُنَّا نَسْتَنْسِخُ مَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٢٩﴾ فَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا
الصّٰلِحٰتِ فَيُدْخِلُهُمْ رَبُّهُمْ فِيْ رَحْمَتِهٖ ۭ ذٰلِكَ هُوَ الْفَوْزُ الْمُبِيْنُ ﴿٣٠﴾ وَاَمَّا الَّذِيْنَ
كَفَرُوْا ۣ اَفَلَمْ تَكُنْ اٰيٰتِيْ تُتْلٰى عَلَيْكُمْ فَاسْتَكْبَرْتُمْ وَكُنْتُمْ قَوْمًا مُّجْرِمِيْنَ ﴿٣١﴾
وَاِذَا قِيْلَ اِنَّ وَعْدَ اللّٰهِ حَقٌّ وَّالسَّاعَةُ لَا رَيْبَ فِيْهَا قُلْتُمْ مَّا نَدْرِيْ
مَا السَّاعَةُ ۙ اِنْ نَّظُنُّ اِلَّا ظَنًّا وَّمَا نَحْنُ بِمُسْتَيْقِنِيْنَ ﴿٣٢﴾ وَبَدَا لَهُمْ سَيِّاٰتُ
مَا عَمِلُوْا وَحَاقَ بِهِمْ مَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ﴿٣٣﴾ وَقِيْلَ الْيَوْمَ نَنْسٰىكُمْ كَمَا نَسِيْتُمْ

لِقَآءَ يَوْمِكُمْ هٰذَا وَمَاْوٰىكُمُ النَّارُ وَمَا لَكُمْ مِّنْ نّٰصِرِيْنَ ﴿٣٤﴾ ذٰلِكُمْ بِاَنَّكُمُ
اتَّخَذْتُمْ اٰيٰتِ اللّٰهِ هُزُوًا وَّغَرَّتْكُمُ الْحَيٰوةُ الدُّنْيَا ۚ فَالْيَوْمَ لَا يُخْرَجُوْنَ مِنْهَا
وَلَا هُمْ يُسْتَعْتَبُوْنَ ﴿٣٥﴾ فَلِلّٰهِ الْحَمْدُ رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ رَبِّ
الْعٰلَمِيْنَ ﴿٣٦﴾ وَلَهُ الْكِبْرِيَآءُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ۖ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿٣٧﴾

**તરજુમો :**

અને અલ્લાહનું જ શાસન છે આસમાનોમાં અને જમીનમાં અને જે દિવસે કયામત કાયમ થશે તે દિવસે જૂઠાઓ નુકસાનમાં હશે. (૨૭) અને તમે દરેક ઉમ્મતને જોશો કે ઘૂંટણભેર બેઠેલ છે, દરેક ઉમ્મત પોતપોતાના દફ્તર (આ'માલનામા)ની પાસે બોલાવવામાં આવશે, આજે બદલો પામશો જેવું તમે કરતા હતા. (૨૮) આ અમારું દફ્તર છે તમારા કાર્ય સત્યતાપૂર્વક ઉચ્ચારે છે, અમે લખાવતા જતા હતા જે કંઈ તમે કરતા હતા. (૨૯) બસ જે લોકો ઈમાન લાવ્યા અને ભલા કામ કર્યા, બસ તેમને તેમનો પરવરદિગાર પોતાની રહમતમાં દાખલ કરશે, આ જ છે ખુલ્લી સફળતા પામવી. (૩૦) અને જેઓ ઈન્કારી થયા, શું તમને મારી વાતો સંભળાવવામાં આવતી ન હતી પછી તમે અભિમાન કર્યું અને તમે લોકો પાપી બની ગયા ! (૩૧) અને જ્યારે કહેવામાં આવતું કે અલ્લાહનો વાયદો સાચો છે અને કયામતમાં કોઈ શંકા નથી, તમે કહેતા હતા, અમે નથી સમજતા કયામત શું છે; અમને એક વિચાર તો આવે છે અને અમને (મૂળેથી) વિશ્વાસ નથી થતો. (૩૨) અને તેમના ઉપર તેમના કર્મોની બુરાઈઓ ખુલી જાય જે કર્યા હતા અને તેમના ઉપર તે વસ્તુ ઊંધી વળે (ઘેરી લે) જેની હાંસી ઉડાવતા હતા. (૩૩) અને હુકમ થશે કે આજે અમે તમને ભૂલાવી દઈશું જેવું તમે પોતાના તે દિવસની મુલાકાતને ભૂલાવી દીધું હતું અને તમારું રહેઠાણ દોઝખ છે અને કોઈ તમારો મદદગાર નથી. (૩૪) આ તમારા ઉપર એટલા માટે છે કે તમે અલ્લાહની આયતોની હાંસી ઉડાવી અને દુનિયાની જિંદગી ઉપર ધોકામાં રહ્યા, બસ આજે ન તો તેમને ત્યાંથી કાઢવાનું મંજૂર છે અને ન જ તેમનાથી

*તવબહની માંગણી થશે. (૩૫) બસ અલ્લાહના જ માટે છે સઘળા વખાણ જે પરવરદિગાર છે આસમાનોનો અને પરવરદિગાર છે જમીનનો, પરવરદિગાર છે સમગ્ર વિશ્વનો. (૩૬) અને તેના જ માટે મહાનતા છે આસમાનોમાં અને જમીનમાં અને તે જ છે જબરદસ્ત હિકમતવાળો. (૩૭)*

**તફસીર :**

અને (ઉપરોક્ત જે કહેવામાં આવ્યું છે કે "અલ્લાહ તઆલા તમને એકઠા કરશે" તો તેને કંઈ જ મુશ્કેલ સમજવામાં ન આવે કારણ કે) અલ્લાહનું જ શાસન છે આસમાનોમાં અને જમીનમાં (તે જે રીતે ઇચ્છે કરી શકે છે, બસ તમને મોત પછી સજીવન કરીને એકઠા કરવું પણ તેના માટે કોઈ મુશ્કેલ નથી) અને જે દિવસે કયામત કાયમ થશે તે દિવસે જૂઠાઓ (ખોટી માન્યતા ધરાવનારાઓ) નુકસાનમાં પડશે અને (તે દિવસે) દરેક ઉમ્મતને જોશો કે (ડરના માર્યા) ઘૂંટણભેર પડેલા હશે, દરેક ઉમ્મત પોતાના નામએ આ'માલ(–કર્મોના હિસાબ કિતાબના દફ્તરમાં લખેલા અમલોના હિસાબ) તરફ બોલાવવામાં આવશે (આ નામએ આ'માલ તરફ બોલાવવાનો ભાવાર્થ છે નહિતર નામએ આ'માલ તો પોતે તેમની પાસે જ હશે અને તેમને કહેવામાં આવશે કે) આજે તમને તમારા કર્મોનો બદલો મળશે (અને કહેવામાં આવશે કે) આ (નામએ આ'માલ) અમારું (લખાવેલું) દફ્તર છે જે તમારા મુકાબલામાં સત્ય ઉચ્ચારી રહ્યું છે (અને તમારા કર્મોને જાહેર કરી રહ્યું છે અને) અમે (દુનિયામાં) તમારા (સઘળા) કર્મોને (ફરિશ્તાઓ પાસે) લખાવતા રહેતા હતા (અને આ તે બધાનો જ સંગ્રહ છે) બસ (હિસાબ પછી ફેસલો એ થશે કે) જે લોકો ઈમાન લાવ્યા હતા અને તેમણે સારા કર્મો કર્યા હતા તો તેમને તેમનો પરવરદિગાર પોતાની રહમતમાં દાખલ કરશે અને આ ઉઘાડી સફળતા છે અને જે લોકો કાફિર હતા (તેમને કહેવામાં આવશે કે) શું મારી આયતો તમને પઢીને સંભળાવવામાં આવતી ન હતી ? બસ તમે (તેના સ્વીકાર કરવાથી) અભિમાન કર્યું હતું અને (એ કારણે) તમે મોટા મુજરિમ (પાપી) હતા અને (તમારી એવી હાલત હતી કે) જ્યારે (તમને) કહેવામાં આવતું હતું કે અલ્લાહનો વાયદો (ફરીવાર જીવીત કરવાનો, બદલો અને સજા આપવાનો) સત્ય છે અને કયામતમાં કોઈ શંકા નથી તો તમે (અત્યંત લાપરવાહીથી) કહ્યા કરતા હતા કે અમે નથી જાણતા કયામત શું વસ્તુ છે ? માત્ર

(સાંભળવા સંભળાવવાથી) એક વિચાર જેવું તો અમને પણ થાય છે અને અમને (તેની) શ્રદ્ધા નથી અને (તે સમયે) તેમના ઉપર પોતાના બધા બુરા કર્મો જાહેર થઈ જશે અને જે(અઝાબ)ની સાથે તેઓ ઠઠ્ઠો મશ્કરી કર્યા કરતા હતા તે તેમને ઘેરશે અને (તેમને) કહેવામાં આવશે કે આજે અમે તમને ભૂલાવી આપીએ છીએ (એટલે કે રહમતથી વંચિત કરી દઈએ છીએ જેને ભૂલાવવું રૂપક સ્વરૂપે કહેવામાં આવ્યું છે) જેમકે તમે પોતાના આ દિવસના આવવાને ભૂલાવી રાખ્યું હતું અને (આજથી) તમારું ઠેકાણુ જહન્નમ છે અને કોઈ તમારો મદદગાર નથી, આ (સજા) એટલા માટે છે કે તમે અલ્લાહ તઆલાની આયતોની હાંસી ઉડાવી હતી અને તમને દુનિયવી જિંદગીએ ધોકામાં નાંખી રાખ્યા હતા (કે તેમાં મશગૂલ થઈને આખિરતથી બિલકુલ ગાફેલ બલકે તેના ઈન્કારી થઈ ગયા હતા), બસ આજે આ લોકો ન તો દોઝખમાંથી કાઢવામાં આવશે અને ન જ તેમને અલ્લાહના ક્રોધથી છુટકારો પૂછવામાં આવશે (એટલે કે એવો મોકો આપવામાં નહીં આવે કે તવબહ કરીને અલ્લાહ તઆલાને રાજી કરી લે, જ્યારે આ બધા જ વિષયો સાંભળી લીધા) તો (એનાથી એ પણ સમજમાં આવી ગયું કે) બધી જ ખુબીઓ અલ્લાહના જ માટે (સાબિત) છે જે પરવરદિગાર છે આસમાનોનો અને પરવરદિગાર છે જમીનનો (અને આસમાન અને જમીનની શું વિશેષતા છે !) તે તો પરવરદિગાર છે સમગ્ર વિશ્વનો અને તેની જ મોટાઈ છે (જે નિશાનીઓ અને સાબિતીઓથી જાહેરાત) આસમાન અને જમીનમાં (થઈ રહી છે) અને તે જ જબરદસ્ત છે હિકમતવાળો છે.



## મસ્અલા અને બોધપાઠ :

وَتَرٰى كُلَّ اُمَّةٍ جَاثِيَةً માં جَاثِيَةً (જાષિયહ) શબ્દ جُثُوٌّ (જુષૂ)થી બનેલ છે જેનો અર્થ "ઘૂંટણીયે પડી જવાનો" થાય છે અને હઝરત સુફિયાને ફરમાવ્યું, "જુષૂ" એ રીતે બેસવાને કહે છે કે જમીન ઉપર માત્ર ઘૂંટણ અને પગના પંજા ટેકવાઈ જાય એ પ્રમાણેની બેઠક હશે અને આવું ડરના કારણે હશે અને كُلَّ اُمَّةٍ (કુલ્લ ઉમ્મતિન)ના શબ્દથી એ જાહેર થાય છે કે આ ડરની હાલત મહશરમાં બધા જ ઉપસ્થિત લોકો મો'મિન અને કાફિર, નેક અને ખરાબ સૌની હશે અને અમુક બીજી આયતો તથા રિવાયતોમાં જે મહશરના ડર અને ભયથી અંબિયા (અલૈ.) તથા નેક લોકો બાકાત હોવાનું ઠરાવવામાં આવ્યું છે તે આનાથી વિપરીત

નથી, કારણ કે શકય છે કે આ ભય અને દહેશત થોડા સમય માટે અંબિયા (અલૈ.) અને નેક લોકો ઉપર પણ છવાઈ જાય પરંતુ થોડીવાર ખૂબ અલ્પ પ્રમાણમાં હોવાના કારણે તેને ન હોવાના હુકમમાં રાખવામાં આવ્યું છે અને એવું પણ હોઈ શકે છે કે كُلَّ أُمَّةٍ (કુલ્લ ઉમ્મતિન)થી ભાવાર્થ સામાન્ય મહશરવાળા ન હોય બલકે બહુમતી લોકો ભાવાર્થ સ્વરૂપે હોય, જેમકે كُلّ (કુલ) અમુક સમયે બહુમતી માટે પણ બોલવામાં આવે છે અને ઘણા તફસીરકારોએ جَاثِيَة (જાષિયહ)નો અર્થ એવી બેઠકને કહ્યું છે જેમકે નમાઝમાં હોય છે તો પછી તે શંકા આપોઆપ જ સમાપ્ત થઈ જાય છે, કારણ કે આ બેઠક ડરની નથી હોતી, અદબ અને શિસ્તની હોય છે. كُلُّ أُمَّةٍ تُدْعَىٰ إِلَىٰ كِتَابِهَا માં كِتَابٌ (કિતાબ)નો ભાવાર્થ આ સ્થળે ઘણા તફસીરકારો સમીપ તે નામએ આ'માલ છે જે ફરિશ્તાઓ દુનિયામાં લખતા રહ્યા હતા અને હવે મહશરમાં આ કર્મોનો ચોપડો ઉડાવવામાં આવશે અને દરેક વ્યકિતનું નામએ આ'માલ તેના હાલમાં પહોંચી જશે અને તેને કહેવામાં આવશે, اِقْرَأْ كِتَابَكَ كَفَىٰ بِنَفْسِكَ الْيَوْمَ عَلَيْكَ حَسِيبًا એટલે કે પોતાનું નામએ આ'માલ પઢી લો અને પોતે જ હિસાબ લગાવો કે તમને આ કર્મોનો શું બદલો મળવો જોઈએ ? અને આ નામએ આ'માલ તરફ બોલાવવાનો અર્થ તેમના હિસાબ તરફ બોલાવવાનો છે, જેમકે તફસીરના ખુલાસામાં આવી ચૂક્યું છે. વલ્લાહુ અઅ્લમુ.

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ જાષિયહ રજ્જબ સન હિજરી ૧૩૯૨માં પૂરી થઈ.

❑❑❑❑❑❑❑❑❑❑❑❑

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ જાષિયહનો અનુવાદ પૂર્ણ થયો.

તારીખ : ૮ ડિસેમ્બર ૨૦૧૦ મુતાબિક ૦૧ મુહર્રમ ૧૪૩૨ હિજરી.

## પ્રકરણ (૪૬)

# સૂરએ અહકાફ

સૂરએ અહકાફ મક્કામાં નાઝિલ થઈ અને તેમાં ૩૫ આયતો તથા ૪ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ અહકાફ : આયત નં. ૧ થી ૬)**

**પારહ : ૨૬**

آياتها ٣٥ ﴿٤٦﴾ سُوْرَةُ الْاَحْقَافِ مَكِّيَّةٌ ﴿٦٦﴾ ركوعاتها ٤

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

حٰمٓ ﴿۱﴾ تَنْزِيْلُ الْكِتٰبِ مِنَ اللّٰهِ الْعَزِيْزِ الْحَكِيْمِ ﴿۲﴾ مَا خَلَقْنَا السَّمٰوٰتِ وَالْاَرْضَ
وَمَا بَيْنَهُمَآ اِلَّا بِالْحَقِّ وَاَجَلٍ مُّسَمًّى ۭ وَالَّذِيْنَ كَفَرُوْا عَمَّآ اُنْذِرُوْا مُعْرِضُوْنَ ﴿۳﴾
قُلْ اَرَءَيْتُمْ مَّا تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ اَرُوْنِيْ مَاذَا خَلَقُوْا مِنَ الْاَرْضِ اَمْ
لَهُمْ شِرْكٌ فِي السَّمٰوٰتِ ۭ اِيْتُوْنِيْ بِكِتٰبٍ مِّنْ قَبْلِ هٰذَآ اَوْ اَثٰرَةٍ مِّنْ عِلْمٍ اِنْ
كُنْتُمْ صٰدِقِيْنَ ﴿۴﴾ وَمَنْ اَضَلُّ مِمَّنْ يَّدْعُوْا مِنْ دُوْنِ اللّٰهِ مَنْ لَّا يَسْتَجِيْبُ لَهٗٓ
اِلٰى يَوْمِ الْقِيٰمَةِ وَهُمْ عَنْ دُعَاۗىِٕهِمْ غٰفِلُوْنَ ﴿۵﴾ وَاِذَا حُشِرَ النَّاسُ كَانُوْا
لَهُمْ اَعْدَاۗءً وَّكَانُوْا بِعِبَادَتِهِمْ كٰفِرِيْنَ ﴿۶﴾

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*હા–મીમ. (૧) કિતાબનું ઉતારવું જબરદસ્ત હિકમતવાળા અલ્લાહ તરફથી*

*છે. (૨) અમે જે આસમાનો અને જમીન બનાવ્યા અને જે તેમની વચ્ચે છે બસ સત્યતાપૂર્વક અને એક નિશ્ચિત વાયદા ઉપર; અને જે લોકો ઈન્કારી છે તેઓ ડર સાંભળીને મોઢું ફેરવી લે છે. (૩) તમે કહો ! ભલા જુઓ તો જેને તમે અલ્લાહના સિવાય પોકારો છો મને બતાવો તો તેમણે શું બનાવ્યું જમીનમાં ? અથવા તેમની કંઈ ભાગીદારી છે આસમાનોમાં !? મારી પાસે કોઈ કિતાબ લાવો આના પહેલાંની અથવા કોઈ જ્ઞાન જે ચાલ્યું આવતું હોય જો તમે સાચા છો ! (૪) અને એનાથી વધીને ગુમરાહ કોણ જે અલ્લાહના સિવાય એવાને પોકારે કે તે તેના પોકારે કયામતના દિવસ સુધી ન પહોંચે અને તેઓ(ઘડી કાઢેલા મઅ્બૂદો)ને તેમની માંગણીની ખબર પણ ન થાય. (૫) અને જ્યારે લોકો (હશ્રના દિવસે) એકઠા થશે તેઓ તેમના દુશ્મન હશે અને તેઓની પૂજાનો ઈન્કાર કરશે. (૬)*

**તફસીર :**

હા-મીમ. (તેનો અર્થ અલ્લાહને ખબર છે) આ કિતાબ અલ્લાહ જબરદસ્ત હિકમતવાળા તરફથી મોકલવામાં આવી છે (એટલા માટે તેના વિષયો વિચારપાત્ર છે, આગળ તવહીદ અને આખિરતનું વર્ણન છે કે) અમે આસમાન અને જમીનને અને તે વસ્તુઓને જે તેમની વચ્ચે છે હિકમતપૂર્વક અને એક નિશ્ચિત સમય (સુધી) માટે પેદા કરી છે અને જે લોકો કાફિર છે તેમને જે વસ્તુથી ડરાવવામાં આવે છે (દાખલા તરીકે તવહીદના ઈન્કાર ઉપર તમને કયામતમાં અઝાબ થશે તો) તેઓ તેનાથી લાપરવાહી (અને બેદરકારી) દાખવે છે (અને તવહીદનો સ્વીકાર કરતા નથી) તમે (તેમને તવહીદ વિશે) કહો કે એ તો બતાવો જે વસ્તુઓને તમે અલ્લાહ(ની તવહીદ)ને છોડી ઈબાદત કરો છો (તો તેઓ ઈબાદતના હકદાર હોવાની શું દલીલ છે ? જો તાર્કિક દલીલ છે તો) મને એ બતાવો કે તેમણે કઈ જમીન પેદા કરી છે અથવા તેમનો આસમાનો(ના પેદા કરવા)માં શું હિસ્સો છે ? (અને દેખીતું છે કે તમે પણ તેમને સર્જનહાર નથી માનતા કે જે પૂજાપાત્ર હોવાની દલીલ બની શકે, બલકે તેમને મખ્લૂક કહો છો કે જે ઈબાદતના હકદાર હોવાથી વિરુદ્ધ છે, બસ તાર્કિક દલીલ તો પાંગળી પુરવાર થઈ અને જો તમારી પાસે કોઈ વર્ણન કરેલ દલીલ છે તો) મારી પાસે કોઈ (સાચી) કિતાબ (લાવો જેમાં શિર્કનો હુકમ હોય અને) જે આ(કુર્આન)થી

પહેલાંની હોય (કારણ કે તમે પણ જાણો છો કે કુર્આનમાં શિર્કનો નકાર છે, બસ કોઈ અન્ય કિતાબની આવશ્યકતા છે) અથવા (કિતાબ ન હોય તો) કોઈ અન્ય (ભરોસાપાત્ર) વિષય (જે મૌખિક) નકલ થયેલ (થતો ચાલ્યો આવ્યો હોય અને કિતાબ સ્વરૂપે લેખિતમાં ન હોય) લાવો જો તમે (શિર્કના દા'વામાં) સાચા છો (મતલબ એ કે તાર્કિક દલીલો સમર્થનપાત્ર અને પ્રમાણિત હોવું જરૂરી છે કે જે કોઈ નબીની કિતાબમાં હોય અથવા તેમનું મૌખિક નિવેદન હોય) અને (દેખીતું છે કે આવી દલીલ કોઈ રજુ નથી કરી શકતું પરંતુ જે પોતાના બાતિલ અકીદાઓથી તો પણ અટકે નહીં એવા વ્યક્તિ વિશે કહેવામાં આવે છે કે) એવા વ્યક્તિથી વધારે કોણ ગુમરાહ હશે જે (દલીલ લાવવાથી લાચાર હોવા તથા તેના વિરુદ્ધ દલીલ સ્થાપિત થઈ જવા છતાં) અલ્લાહને છોડીને એવા મઅ્બૂદોને પોકારે જે કયામત સુધી પણ તેમનું કહ્યું ન કરે અને તેમના એ પોકારવાની પણ (તેમને) ખબર (સુદ્ધાં) ન થાય અને (પછી) જ્યારે (કયામતમાં) બધા વ્યક્તિઓ (હિસાબ માટે) એકઠા કરવામાં આવે તો તે (મઅ્બૂદ) તે(ઈબાદત કરનારા)ઓના દુશ્મન થઈ જાય અને તેમની ઈબાદતનો જ ઈન્કાર કરી બેસે (બસ એવા મઅ્બૂદોની ઈબાદત કરવાથી વધારે શું ભૂલ છે કે ઈબાદત કરવાનું કોઈ યોગ્ય કારણ નથી અને ઈબાદત ન કરવાના કારણો તો ઘણા બધા છે).

## મસ્અલા અને બોધપાઠ :

قُلْ اَرَءَيْتُمْ مَّا تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ આ આયતોમાં મુશ્રિકોના શિર્કના દા'વાને રદ કરવા માટે તેમની પાસેથી તેમના દા'વા ઉપર દલીલની માંગણી કરવામાં આવી છે, કારણ કે કોઈ દા'વો ગવાહી અને દલીલ વિના તાર્કિક રીતે અથવા શરઈ રીતે અમલપાત્ર નથી હોતો, પછી તેમાં જેટલા પણ દલીલોના પ્રકારો હોઈ શકે છે સૌને એકઠા કરવામાં આવ્યા છે અને સાબિત કરવામાં આવ્યું છે કે તમારા દા'વા ઉપર કોઈ પ્રકારની પણ દલીલ અને ગવાહી ઉપસ્થિત નથી તેથી આ વિના દલીલના દા'વા ઉપર કાયમ રહેવું ગુમરાહી છે, આ આયતમાં દલીલોના ત્રણ પ્રકારો કરવામાં આવ્યા છે, એક તાર્કિક દલીલ જેના રદિયા માટે આ આયત છે اَرُوْنِىْ مَاذَا خَلَقُوْا مِنَ الْاَرْضِ اَمْ لَهُمْ شِرْكٌ فِى السَّمٰوٰتِ બીજા પ્રકારની દલીલ વર્ણન કરેલ દલીલ છે અને એ દેખીતું છે કે અલ્લાહ તઆલાની

બાબતમાં વર્ણન કરેલ દલીલ તે જ ભરોસાપાત્ર હોઈ શકે છે જે પોતે અલ્લાહ તઆલા તરફથી આવી હોય, જેમકે આસમાની કિતાબો, તવરાત, ઈન્જીલ અને કુર્આન વગેરે અથવા તે લોકોના નિવેદનો જેમને અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ અને નબી ચૂંટી કાઢ્યા છે, આ બંને પ્રકારોમાંથી પ્રથમ પ્રકારનો રદિયો તો આ રીતે કર્યો. اِئْتُوْنِىْ بِكِتٰبٍ مِّنْ قَبْلِ هٰذَآ એટલે કે જો તમારી પાસે મૂર્તિપૂજાની વર્ણન કરેલ દલીલ મોજૂદ છે તો કોઈ આસમાની કિતાબને રજૂ કરો જેમાં મૂર્તિપૂજા અને શિર્કની પરવાનગી આપવામાં આવી હોય અને બીજો પ્રકાર એટલે કે અંબિયા (અલૈ.)ના નિવેદનો માટે ફરમાવ્યું, اَوْ اَثٰرَةٍ مِّنْ عِلْمٍ અર્થાત્ જો અલ્લાહ તઆલાની કોઈ કિતાબમાં તમે શિર્ક અથવા મૂર્તિપૂજાની કોઈ દલીલ અને ગવાહી નથી બતાવી શકતા તો ઓછામાં ઓછું અંબિયા (અલૈ.)માંથી કોઈનું નિવેદન બતાવો જે પ્રમાણિત સમજ સાથે તેમનાથી કહેવાયું હોવાનું સાબિત થાય અને જ્યારે તમે એ પણ રજૂ નથી કરી શકતા તો તમારા નિવેદનો અને પ્રવૃત્તિઓ માત્ર ગુમરાહી સિવાય અન્ય શું હોઈ શકે છે ? વાક્ય اَثٰرَةٍ مِّنْ عِلْمٍ માં શબ્દ اَثٰرَه (અષારહ) એ (મસદર બર વજન શુજાઅત સમાહત—Which is an infinitive in the sense of 'reporting') ક્રિયાપદ છે જેનો અર્થ વર્ણન અને રિવાયત કરવાનો થાય છે એટલા જ માટે ઈકરીમા અને મકાતિલે اَثٰرَةٍ مِّنْ عِلْمٍ ની તફસીરમાં તે અંબિયા (અલૈ.)ની રિવાયત હોવાનું કહ્યું છે અને કુર્તુબીએ તેની તફસીર પ્રમાણિત સનદો હોવાની કરી છે. ખુલાસો એ થયો કે વર્ણન કરેલ દલીલના બે પ્રકારો ભરોસાપાત્ર છે, એક આસમાની કિતાબ જે અલ્લાહ તઆલાએ કોઈ પયગમ્બર ઉપર નાઝિલ કરી, બીજો પ્રકાર પયગમ્બરોનું નિવેદન જે ભરોસાપાત્ર દલીલો સાથે પયગમ્બર (અલૈ.)થી સાબિત હોય, اَثٰرَةٍ مِّنْ عِلْمٍ નો આ જ ભાવાર્થ છે. આ બધા વિષયો તફસીરે કુર્તુબીમાંથી લેવામાં આવ્યા છે અને આ જ તફસીર સ્પષ્ટ અને મજબૂત છે, અમુક લોકોથી اَثٰرَةٍ مِّنْ عِلْمٍ ની તફસીરમાં બીજા નિવેદનો પણ નકલ થયા છે પરંતુ તે સાબિત નથી અને કુર્આનની વર્ણનશૈલી અનુરૂપ પણ નથી એટલા માટે જમહૂરે અપનાવેલ નથી. વલ્લાહુ અઅ્લમુ.

———————————

**આયતો : (સૂરએ અહકાફ : આયત નં. ૭ થી ૧૦)**

وَاِذَا تُتْلٰى عَلَيْهِمْ اٰيٰتُنَا بَيِّنٰتٍ قَالَ الَّذِيْنَ كَفَرُوْا لِلْحَقِّ لَمَّا جَآءَهُمْ ۙ هٰذَا
سِحْرٌ مُّبِيْنٌ ۝٧ اَمْ يَقُوْلُوْنَ افْتَرٰىهُ ؕ قُلْ اِنِ افْتَرَيْتُهٗ فَلَا تَمْلِكُوْنَ لِيْ مِنَ اللّٰهِ شَيْـًٔا ؕ
هُوَ اَعْلَمُ بِمَا تُفِيْضُوْنَ فِيْهِ ؕ كَفٰى بِهٖ شَهِيْدًۢا بَيْنِيْ وَبَيْنَكُمْ ؕ وَهُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ۝٨
قُلْ مَا كُنْتُ بِدْعًا مِّنَ الرُّسُلِ وَمَآ اَدْرِيْ مَا يُفْعَلُ بِيْ وَلَا بِكُمْ ؕ اِنْ اَتَّبِعُ اِلَّا مَا يُوْحٰۤى
اِلَيَّ وَمَآ اَنَا اِلَّا نَذِيْرٌ مُّبِيْنٌ ۝٩ قُلْ اَرَءَيْتُمْ اِنْ كَانَ مِنْ عِنْدِ اللّٰهِ وَكَفَرْتُمْ بِهٖ
وَشَهِدَ شَاهِدٌ مِّنْۢ بَنِيْۤ اِسْرَآءِيْلَ عَلٰى مِثْلِهٖ فَاٰمَنَ وَاسْتَكْبَرْتُمْ ؕ اِنَّ اللّٰهَ لَا
ع يَهْدِي الْقَوْمَ الظّٰلِمِيْنَ ۝١٠

**તર્જુમો :**

*અને જ્યારે તેમને અમારી ખુલ્લી(-ખુલ્લી સ્પષ્ટ) આયતો સંભળાવવામાં આવે, ઈન્કારીઓ સાચી વાતને જ્યારે તેમના સુધી પહોંચી કહે છે, આ તો ઉઘાડો જાદૂ છે. (૭) શું કહે છે ? આ (કુર્આન) ઘડી લાવ્યો છે ! તમે કહો, જો હું ઘડી લાવ્યો છું તો તમે મારું અલ્લાહની સામે જરા પણ ભલું નથી કરી શકતા, તેને સારી પેઠે ખબર છે જે વાતોમાં તમે લાગી રહ્યા છો, તે મારા અને તમારા વચ્ચે સત્ય બતાવનારો પૂરતો છે; અને તે જ છે મહાન મા'ફ કરનારો મહેરબાન ! (૮) તમે કહો ! હું કંઈ નવો રસૂલ નથી આવ્યો અને મને ખબર નથી મારાથી અને તમારાથી શું થવાનું છે, હું તેના જ ઉપર ચાલું છું જે મને હુકમ આવે છે અને મારું કામ તો એ જ છે ખોલી(-ખોલી)ને ડર સંભળાવી આપવો. (૯) તમે કહો ! વારું, જુઓ તો ! જો આ અલ્લાહના ત્યાંથી આવ્યું હોય અને તમે તેને ન માન્યું અને બની ઈસ્રાઈલનો એક ગવાહ એક આવી કિતાબની ગવાહી આપી ચૂક્યો પછી તે ઈમાન લાવ્યો અને તમે અભિમાન કર્યું, બેશક ! અલ્લાહ જાલિમ (ગુનેહગાર) લોકોને હિદાયત નથી આપતો.(૧૦)*

**તફસીર :**

અને જ્યારે અમારી ખુલ્લી ખુલ્લી આયતો (કે જે મોઅ્જિઝો હોવાનઃ કારણે રિસાલતની દલીલ છે) આ (રિસાલતના ઈન્કારી) લોકો સામે પઢવામાં આવે છે તો આ ઈન્કારી લોકો એ સાચી વાત વિશે જ્યારે કે તે તેમના સુધી પહોંચી છે (એવું) કહે છે કે આ તો ખુલ્લો જાદૂ છે (જ્યારે કે જાદૂનું ઉદાહરણ શકય હોવું અને આ કુર્આનનું ઉદાહરણ શકય ન હોવું તેમના આ નિવેદનના રદિયાની ખુલ્લી દલીલ છે અને તેનાથી વધીને સાંભળો) શું આ લોકો એવું કહે છે કે તેણે (એટલે કે રસૂલે કરીમ ﷺએ નઊઝુબિલ્લાહ) આ(કુર્આન)ને પોતાના તરફથી બનાવી કાઢયું છે (અને તેને અલ્લાહ સાથે જોડી દીધું, આગળ આ નિવેદનનો જવાબ છે કે) તમે કહી આપો કે જો હું તેને પોતાના તરફથી ઘડી લાવ્યો હોઉં (અને જો મેં તેને અલ્લાહના માથે મઢી દીધું હોય) તો (અલ્લાહ તઆલા પોતાની આદત પ્રમાણે લોકોને ધોકાથી બચાવવા માટે મને નુબુવ્વતનો જૂઠો દા'વો કરવાના કારણે જલદી જ હલાક કરી દેશે) પછી (જ્યારે તે મારો નાશ કરવા લાગશે તો) તમે (અથવા અન્ય) લોકો મને અલ્લાહ(ના અઝાબ)થી જરા પણ બચાવી શકતા નથી (મતલબ એ કે નુબુવ્વતના જૂઠા દા'વા ઉપર અઝાબ થવો એવો આવશ્યક છે કે મારો કોઈ સહાયક અથવા મદદગાર પણ તેને રોકી નથી શકતો પરંતુ મને અઝાબ થયો નહીં તે એ બાબતની દલીલ છે કે હું મારા નુબુવ્વતના દા'વામાં જૂઠો નથી અને જ્યારે હું જૂઠો નથી તો એવું સમજી રાખો કે) તે સારી પેઠે જાણે છે તમે કુર્આનમાં જે વાતો બનાવી રહ્યા છો (એટલા માટે તમને સજા થશે મતલબ કે) મારા અને તમારા વચ્ચે (સાચ અને જૂઠનો ફેંસલો કરવા માટે) તે પૂરતો ગવાહ (એટલે કે બધી જ ખબર રાખનાર) છે (એટલા માટે જો હું જૂઠો હોઈશ તો મને તરત અઝાબ આપશે અને જો તમે જૂઠા હશો તો તમને વહેલો મોડો અઝાબ આપશે) અને (જો કોઈને એવી શંકા હોય કે જ્યારે તે અમારી વાતોથી વાકેફ છે અને તો પણ અમારા ઉપર અઝાબ નથી આવ્યો તો જે રીતે નુબુવ્વતના દા'વેદાર ઉપર અઝાબ ન આવવું તેની સચ્ચાઈની દલીલ છે એ જ પ્રમાણે અમારા ઈન્કારીઓ ઉપર અઝાબ ન આવવું અમારી સચ્ચાઈની દલીલ બની શકે છે તો તેનો જવાબ એ છે કે) તે મહાન મા'ફ કરનારો છે (એટલા માટે મા'ફ કરવાના અમુક પ્રકારો દાખલા તરીકે દુનિયામાં કાફિરો ઉપર અઝાબ ન આવવો પણ

ઉપસ્થિત કરી આપે છે અને) મોટી રહમતવાળો છે (એટલા માટે રહમતના અમુક પ્રકારો પણ જેને જાહેર રહમત કહેવામાં આવે છે કાફિરો માટે પણ ઉપસ્થિત કરી આપે છે, એટલા માટે ઈન્કારીઓને તેના ઉપર દુનિયામાં અઝાબ ન થવો તેમની સચ્ચાઈની દલીલ નથી, એનાથી વિપરીત નુબુવ્વતના દા'વેદારને કે ત્યાં જૂઠો દા'વો અને અઝાબ નાઝિલ થવો બંને આવશ્યક અને જરૂરી છે કારણ કે નુબુવ્વતનો જૂઠો દા'વો કરનારને દુનિયામાં અઝાબ ન આપવો લોકોના માર્ગ ભટકવાનું કારણ બની શકે છે જ્યારે કે અન્ય અપરાધીઓથી એવું નથી બનતું, આગળ નુબુવ્વતની સાબિતીઓની તાકીદ છે કે) તમે કહી આપો કે હું કોઈ નવો રસૂલ તો નથી ! (કે તમારા માટે આશ્ચર્યની વાત હોય કારણ કે મારાથી પહેલાં ઘણા પયગમ્બરો આવી ચૂક્યા છે જેમની ખબર ઘણા બધા લોકોથી તમે પણ સાંભળી છે) અને (એ જ રીતે કોઈ અન્ય આશ્ચર્યજનક વાતનો પણ હું દા'વો નથી કરતો જેમકે ઈલ્મે ગયૂબ છે, એટલા માટે હું પોતે કહું છું કે મને ગયૂબની વાતોમાંથી માત્ર તે જ ખબર છે જે વહી દ્વારા મને બતાવવામાં આવી છે, ગયૂબની અન્ય કોઈ વાતની ખબર મને નથી એટલે સુધી કે) હું નથી જાણતો કે મારી સાથે શું કરવામાં આવશે અને ન જ (એ ખબર છે કે) તમારી સાથે (શું શું કરવામાં આવશે, એટલા માટે જ્યારે મારી અને તમારી આવનારી પરિસ્થિતિઓના જ્ઞાનનો હું દા'વો નથી કરતો તો દૂરની ગયૂબની વાતો વિશે હું શું દા'વો કરું ! અલબત્ત જે બાબતોનું જ્ઞાન વહી દ્વારા થઈ ગયું છે ભલે તે મારા વિશે હોય અથવા અન્ય વિશે અને ભલે તે દુનિયાની પરિસ્થિતિઓ હોય અથવા આખિરતની; તેનું જ્ઞાન બેશક ! પૂરેપૂરું છે એટલા માટે આગળ કહેવામાં આવ્યું છે કે) હું તો (જ્ઞાન અને અમલમાં) માત્ર તેનું જ અનુસરણ કરું છું જે મારી પાસે વહી દ્વારા આવ્યું છે અને (તેની જ તબ્લીગ પણ કરું છું અને જો તમે તેને નથી માનતા તો મારું કોઈ નુકસાન નથી કારણ કે) હું તો માત્ર સ્પષ્ટ ડરાવનારો છું (જેને હું દલીલો વડે સાબિત કરી ચૂક્યો છું અને ઉપર જે કુર્આનને ઘડી કાઢવાના તેમના નિવેદનનો રદિયો, هُوَ أَعْلَمُ بِمَا تُفِيضُونَ فِيهِ દ્વારા ટૂંકમાં આપવામાં આવ્યો હતો આગળ તેના ખુલાસા સ્વરૂપે કહેવામાં આવ્યું છે કે) તમે કહી આપો કે તમે મને એ બતાવી આપો કે જો આ કુર્આન અલ્લાહ તરફથી હોય અને (પછી) તમે તેના ઈન્કારી હોય અને (કોઈ દલીલથી તેના અલ્લાહ તઆલા તરફથી હોવાનું

વધારે સમર્થન પણ થઈ જાય, દાખલા તરીકે આ જ દલીલથી કે) બની ઈસ્રાઈલ(ના ઉલમા વિદ્વાનો)માંથી કોઈ (ભરોસાપાત્ર) ગવાહ (જે જ્ઞાન અને પ્રમાણિકતાના આધારે ભરોસાપાત્ર અને સ્વીકાર્ય હોય અને એક હોય અથવા વધારે, ભૂતકાળમાં થયા હોય અથવા વર્તમાનમાં અથવા ભવિષ્યમાં) આના જેવી કિતાબ (એટલે કે આ કુર્આન અલ્લાહ તઆલા તરફથી હોવા) ઉપર ગવાહી આપીને ઈમાન લઈ આવે અને તમે (અજ્ઞાન હોવા છતાં આ કિતાબ ઉપર ઈમાન લાવવાથી) અભિમાનમાં જ રહો (તો આવા સ્વરૂપમાં તમારાથી વધારે અન્યાયી કોણ હશે !? અને અન્યાયી લોકોની એ હાલત છે કે) બેશક ! અલ્લાહ તઆલા અન્યાયી લોકોને (તેમની દુશ્મનાવટના કારણે) હિદાયત નથી કર્યા કરતો (બલકે હંમેશા ગુમરાહીમાં રહે છે અને ગુમરાહીનું પરિણામ આગ છે).



## મસ્અલા અને બોધપાઠ :

وَمَآ اَدْرِیْ مَا یُفْعَلُ بِیْ وَلَا بِکُمْ ؕ اِنْ اَتَّبِعُ اِلَّا مَا یُوْحٰٓی اِلَیَّ આ આયતમાં વાક્ય اِنْ اَتَّبِعُ અપવાદ સ્વરૂપે છે, એટલે કે "હું નથી જાણતો એના સિવાય કે જે મારા ઉપર વહી કરવામાં આવે." આ જ કારણે તફસીરના ઈમામ જહ્હાકે આ આયતની તફસીર એ નકલ કરી છે જે તફસીરના ઉપરોક્ત ખુલાસામાં અપનાવવામાં આવી છે, જેનો ખુલાસો એ છે કે ગયૂબની વાતોનું જ્ઞાન મને માત્ર વહી દ્વારા થઈ શકે છે, જે બાબત વિશે વહી દ્વારા મને જ્ઞાન ન હોય ભલે તે મારી જાત વિશે હોય અથવા ઉમ્મતના મો'મિન અને કાફિર લોકો વિશે અને ભલે તે દુનિયાનો મા'મલો હોય અથવા આખિરતનો; તેની મને કંઈ ખબર નથી. ગયૂબની બાબતો વિશે હું જે કંઈ પણ કહું છું તે બધું અલ્લાહની વહી દ્વારા કહું છું, એટલા માટે કુર્આને કરીમમાં પોતે આવ્યું છે કે અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને બેશુમાર જ્ઞાન ગયૂબની બાબતો વિશે અર્પણ કર્યું છે. تِلْکَ مِنْ اَنْبَآءِ الْغَیْبِ نُوْحِیْهَآ اِلَیْکَ (૧૧:૪૯)નો આ જ અર્થ છે, આખિરતની બાબતો દોઝખ-જન્નત, હિસાબ-કિતાબ, બદલો-સજા વિશે જે વિગતો પોતે કુર્આને કરીમમાં અનેક પ્રમાણમાં ઉપસ્થિત છે અને દુનિયામાં ભવિષ્યમાં ઉપસ્થિત થનાર ઘટનાઓની ઘણી બધી વિગતો સહીહ મુતવાતિર હદીસોમાં રસૂલે કરીમ ﷺથી નકલ થયેલ છે જેનાથી સાબિત થયું કે પ્રસ્તુત આયતોનો ખુલાસો માત્ર એટલો જ છે કે હું ગયૂબની બાબતોના સર્વત્ર છવાયેલ જ્ઞાનમાં અલ્લાહ તઆલા જેવો નથી અને

તેના જ્ઞાનમાં હું પોતે મુખ્ત્યાર નથી, બલકે મને અલ્લાહ તઆલાની વહી દ્વારા જે કંઈ બતાવવામાં આવે છે હું તેનું વર્ણન કરી આપું છું.

તફસીરે રૂહુલ મઆનીમાં આ નિવેદનને નકલ કરીને લખ્યું છે કે મારું ઈમાન એ છે કે રસૂલે કરીમ ﷺ આ દુનિયામાંથી તે સમય સુધી રુખસત નથી થયા જ્યાં સુધી કે અલ્લાહ તઆલાની જાત અને સિફતો તથા આખિરત અને દુનિયામાં ઉપસ્થિત થનાર મહત્ત્વની બાબતોની આપ ﷺને વહી દ્વારા જાણ કરવામાં ન આવી હોય, રહી વાત વ્યક્તિગત અથવા સામૂહિક નાની અથવા મોટી વ્યક્તિગત પરિસ્થિતિઓ અને ઘટનાઓના જ્ઞાનની કે ફલાણો કાલે શું કામ કરશે અને તેનું પરિણામ શું થશે ? ફલાણો પોતાના ઘરમાં શું શું કામ કરી રહ્યો છે અથવા શું કરશે ? આ પ્રકારના ગયૂબની બાબતોનું જ્ઞાન ન તો કોઈ વિશિષ્ટતા છે અને ન જ તેના હોવા અથવા ન હોવાથી નુબુવ્વતની વિશિષ્ટતામાં કોઈ ફરક પડે છે.

**રસૂલે કરીમ ﷺના ઇલ્મે ગયૂબ (અદૃશ્ય–ગુપ્ત બાબતોની જાણકારી) વિશે શિષ્ટાચારનો તકાદો :**

રસૂલે કરીમ ﷺના ઈલ્મે ગયૂબ વિશે શિષ્ટાચારનો તકાદો એ છે કે એવું કહેવામાં ન આવે કે આપ ﷺ ગયૂબ જાણતા ન હતા, બલકે એવું કહેવામાં આવે કે અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને ગયૂબની બાબતોનું ઘણું બધું જ્ઞાન આપ્યું હતું જે અંબિયા (અલૈ.)માંથી કોઈ બીજાને નથી મળ્યું અને અમુક તફસીરકારોએ જે એવું લખ્યું છે કે આ આયતમાં જ્ઞાનનો નકાર માત્ર દુનિયાની બાબતો વિશે છે, આખિરતની બાબતોના ઈલ્મે ગયૂબનો નકાર તેમાં સામેલ નથી, (કુર્તુબી પ્રમાણે) તેમણે લગભગ اِنْ اَتَّبِعُ اِلَّا مَا يُوْحٰى વાક્યને અપવાદના અર્થમાં નથી ગણ્યું એટલા માટે ઈલ્મે ગયૂબના નકારને દુનિયાની બાબતો સાથે ખાસ ઠરાવ્યું, કારણ કે આખિરત વિશે તો ખુલ્લી રીતે બતાવી આપ્યું કે કાફિરો દોઝખમાં અને મો'મિનો જન્નતમાં જશે.

وَشَهِدَ شَاهِدٌ مِّنْ بَنِيْٓ اِسْرَآءِيْلَ عَلٰى مِثْلِهٖ فَاٰمَنَ وَاسْتَكْبَرْتُمْ આ આયતનો વિષય લગભગ તે જ છે જે સૂરએ શુઅરાના અંતિમ રુકૂઅની આયતનો છે, اَوَلَمْ يَكُنْ لَّهُمْ اٰيَةً اَنْ يَّعْلَمَهٗ عُلَمٰٓؤُا بَنِيْٓ اِسْرَآءِيْلَ (૨૬:૧૯૭) જેનો ખુલાસો એ છે

કે આ જાહિલ યહૂદીઓ અને નસારા જે રસૂલુલ્લાહ ﷺની રિસાલત અને કુર્આનનો ઈન્કાર કરે છે તેઓ પોતે જ પોતાની કિતાબોથી પણ નાવાંકેફ અને અજ્ઞાન છે, કારણ કે ઘણા બની ઈસ્રાઈલના ઉલમા પોતાની કિતાબોમાં રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને આપ ﷺની નિશાનીઓનું અવલોકન કરીને આપ ﷺ ઉપર ઈમાન લઈ આવ્યા છે, શું તે ઉલમાની ગવાહી પણ આ જાહિલ લોકો માટે પૂરતી નથી ? આ આયતમાં એ ઈશારો છે કે તમે જે એવું કહો છો કે મારી રિસાલતનો દા'વો અને કુર્આન અલ્લાહની કિતાબ હોવું ખોટી અને નરી ઘડી કાઢેલ વાત છે તો પ્રથમ તો તે ખોટું હોવા માટે એ વાત પૂરતી છે જે પ્રથમ હમણા વર્ણન કરવામાં આવી છે કે જે વ્યક્તિ અલ્લાહ માટે એવું ખુલ્લમ ખુલ્લું જૂઠ ઘડી કાઢે કે મને તેણે નબી બનાવીને મોકલ્યો છે અને વાસ્તવમાં હું નબી નથી તો તેવા વ્યક્તિ ઉપર આ દુનિયામાં જ અઝાબનું આવી જવું અને તેનો નાશ કરી નાંખવું આવશ્યક છે જેથી સામાન્ય લોકો ધોકાથી બચી શકે; અને ધારી લો કે તમે તેને પણ નથી માનતા તો ઓછામાં ઓછું આ સંભાવનાને તો ઉપેક્ષિત ન કરો કે જો મારો દા'વો સાચો હોય અને આ કિતાબ અલ્લાહ તરફથી જ હોય અને તમે કુફ્ર અને ઈન્કાર ઉપર અડગ રહો તો તમારું શું પરિણામ થશે ? ખાસ કરીને એવા સ્વરૂપમાં કે પોતે તમારી કોમ બની ઈસ્રાઈલમાંથી જ કોઈ મોટો વ્યક્તિ તેના અલ્લાહ તરફથી હોવાની ગવાહી આપે અને મુસલમાન થઈ જાય અને તમે એ જાણકારી પછી પણ પોતાની જીદ અને અભિમાન ઉપર અડગ રહો તો તમે કેટલા અઝાબના મુસ્તહિક છો !? (તેનું ભાન છે ?)

આ આયતના શબ્દોમાં બની ઈસ્રાઈલના કોઈ ખાસ આલિમનું નામ નથી લેવામાં આવ્યું અને ન જ એવું નિશ્ચિત કરવામાં આવ્યું છે કે આ ગવાહી આ આયતના નાઝિલ થતાં પહેલાં લોકો સામે આવી ચૂકી છે અથવા ભવિષ્યમાં આવનારી છે, બલકે એક શરતી વાક્ય સ્વરૂપે ફરમાવ્યું છે કે જો ભૂતકાળમાં અથવા તો ધારી લો કે ભવિષ્યમાં આવું થઈ જાય તો તમારે પોતાની ફિકર કરવી જોઈએ કે તમે અઝાબથી કેવી રીતે બચશો, તેથી આયતનો વિષય સમજવો એ બાબત ઉપર અવલંબિત નથી કે બની ઈસ્રાઈલના ઉલમામાંથી કોઈ નિશ્ચિત ગવાહને તેના અર્થ સ્વરૂપે ઠરાવવામાં આવે; બલકે જેટલા લોકો યહૂદ અને નસારામાંથી ઈસ્લામમાં દાખલ થયા જેમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સલામ

(રદિ.) વધારે પ્રખ્યાત છે તે સૌ તેમાં સામેલ છે, જો કે હઝરત અબ્દુલ્લાહ બિન સલામ (રદિ.)નું ઈમાન લાવવું આ આયત નાઝિલ થયા પછી મદીના મુનવ્વરહમાં થયું અને આ સમગ્ર સૂરત મક્કી સૂરત છે. *(ઇબ્ને કષીર)*

અમુક રિવાયતોમાં જે હઝરત સઅદ (રદિ.)થી નકલ થયું છે કે આ આયત હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને સલામ (રદિ.) વિશે નાઝિલ થઈ. (રવાહુ બુખારી, મુસ્લિમ અને નસાઈ માલિકની હદીષ પ્રમાણે) વળી હઝરત ઇબ્ને અબ્બાસ, મુજાહિદ, ઝહ્હાક, કતાદહ (રદિ.) વગેરે તફસીરના ઇમામોએ સર્વસહમતીથી કહ્યું છે કે આ આયત હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને સલામ (રદિ.) વિશે નાઝિલ થઈ છે તો તેનાથી આ આયતના મક્કી હોવાથી વિપરીત નથી કારણ કે આવા સ્વરૂપમાં આ આગાહી ભવિષ્ય માટેની થઈ જશે. *(ઇબ્ને કષીર પ્રમાણે)*

---

## આયતો : (સૂરએ અહકાફ : આયત નં. ૧૧-૧૨)

وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا لِلَّذِيْنَ اٰمَنُوْا لَوْ كَانَ خَيْرًا مَّا سَبَقُوْنَآ اِلَيْهِ ؕ وَاِذْ لَمْ
يَهْتَدُوْا بِهٖ فَسَيَقُوْلُوْنَ هٰذَآ اِفْكٌ قَدِيْمٌ ﴿۱۱﴾ وَمِنْ قَبْلِهٖ كِتٰبُ مُوْسٰٓى اِمَامًا
وَّرَحْمَةً ؕ وَهٰذَا كِتٰبٌ مُّصَدِّقٌ لِّسَانًا عَرَبِيًّا لِّيُنْذِرَ الَّذِيْنَ ظَلَمُوْا ۖ
وَبُشْرٰى لِلْمُحْسِنِيْنَ ﴿۱۲﴾

## તરજુમો :

*અને ઈન્કારીઓ ઈમાનવાળાઓ વિશે કહેવા લાગ્યા કે જો આ દીન (ઈસ્લામ) સારો હોત તો તેઓ (કમજોરો અને ગરીબો) એના ઉપર અમારાથી પહેલાં ન દોડયા હોત અને જ્યારે (તેઓ) તે (કુર્આન)ના બતાવવાથી (પણ) માર્ગ ઉપર નથી આવ્યા તો તેઓ હવે (ઈસ્લામ વિશે) કહેશે, આ તો (બધું) પ્રાચીનકાળનું જૂઠાણું છે. (૧૧) અને આનાથી પહેલાં મૂસા (અલૈ.)ની કિતાબ હતી માર્ગદર્શક અને રહમત અને આ કિતાબ તેની ખરાઈ કરે છે અરબી ઝુબાનમાં જેથી ગુનેહગાર (જાલિમો)ને ડર સંભળાવે અને નેક લોકોને ખુશખબરી. (૧૨)*

---

**તફસીર :**

અને આ કાફિર ઈમાનવાળાઓ(ને ઈમાન લાવવા) વિશે એવું કહે છે કે જો આ કુર્આન (જેના ઉપર આ લોકો ઈમાન લાવ્યા છે) કોઈ સારી (એટલે કે સાચી) વાત હોત તો આ (ઓછા દરજ્જાના) લોકો તેના તરફ અમારા કરતાં આગળ ન દોડ્યા હોત (એટલે કે અમે લોકો ઘણા બુદ્ધિશાળી છે અને આ લોકો મંદબુદ્ધિના છે અને સાચી વાતને બુદ્ધિશાળીઓ પ્રથમ કબૂલ કરે છે અને જો તે સત્ય હોત તો અમે તેમના કરતાં પહેલું માની લીધું હોત, જ્યારે અમે તેને નથી માન્યું તો તે સત્ય નથી, આ લોકો મૂર્ખાઈથી આમતેમ દોડવા લાગ્યા છે, કાફિરોનું આ નિવેદન તેમના અંતિમ કક્ષાના અભિમાનની દલીલ છે જેનું વર્ણન ઉપર اِسۡتَكۡبَرۡتُمۡ "ઈસ્તકબરતુમ"માં આવ્યું છે) અને જ્યારે (દુશ્મની અને અભિમાનના કારણે) આ લોકોને કુર્આનથી હિદાયત પ્રાપ્ત ન થઈ તો (પોતાની દુશ્મની અને હઠાગ્રહની બીનાએ) એવું જ કહેશે કે આ (પણ) પ્રાચીન (જૂઠા વિષયોનું એક ઉદાહરણ સ્વરૂપ) જૂઠ છે અને આ(કુર્આન)થી પહેલાં મૂસા (અલૈ.)ની કિતાબ (નાઝિલ થઈ ચૂકી) છે જે (મૂસા અલૈ.ની ઉમ્મત માટે જાહેર) માર્ગદર્શક (હતી) અને (ઈમાનવાળાઓ માટે વિશિષ્ટરૂપે) રહમત હતી (અને જે રીતે તવરાતમાં તેની આગાહી થઈ છે) આ (એ જ પ્રમાણેની) એક કિતાબ છે જે તે(આગાહી)ને સાચી કરે છે (અને) અરબી ભાષામાં (છે) જાલિમોને ડરાવવા માટે અને નેક લોકોને ખુશખબરી આપવા માટે (નાઝિલ થઈ છે).



**મસ્અલા અને બોધપાઠ :**

لَوۡ كَانَ خَيۡرًا مَّا سَبَقُوۡنَاۤ اِلَيۡهِ અભિમાન અને ગર્વ માણસની બુદ્ધિને પણ નષ્ટ કરી નાંખે છે, અભિમાની વ્યક્તિ પોતાની બુદ્ધિને અને પોતાના કાર્યને બુરા, ભલા, શ્રેષ્ઠ અથવા ઊતરતી કક્ષાનું માપદંડ સમજવા લાગે છે, જે વસ્તુ તેને પસંદ ન હોય ભલે બીજા લોકો તેને કેટલીય સારી સમજે આવો વ્યક્તિ તે બધાને મૂર્ખ સમજે છે જ્યારે કે તે પોતે મૂર્ખ હોય છે, કાફિરોના મિથ્યાભિમાન અને ગર્વના આ જ દરજ્જાનું આ આયતમાં વર્ણન છે કે ઈસ્લામ અને ઈમાન કારણ કે તેમને પસંદ ન હતો એ કારણે અન્ય લોકો જે ઈમાન લાવ્યા હતા તેમને એવું કહેતા હતા કે જો આ ઈમાન કોઈ સારી વસ્તુ હોત તો સૌ પ્રથમ તે અમને પસંદ આવી હોત, આ બીજા ગરીબ ફકીર લોકોની પસંદગીનો શું ભરોસો !?

ઇબ્ને મુંઝિર વગેરેએ એક રિવાયત નકલ કરી છે કે હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.) જ્યારે મુસલમાન થયા ન હતા ત્યારે તેમની એક કનીઝ જેનું નામ ઝુનયરહ હતું તે પહેલેથી મુસલમાન થઈ ચૂકી હતી; હઝરત ઉમર તેના ઈસ્લામ લાવવા ઉપર તેને મારતા અને ધમકાવતા હતા કે કોઈપણ રીતે તે ઈસ્લામ છોડી દે અને કુરૈશના કાફિરો કહ્યા કરતા હતા કે ઈસ્લામ જો કોઈ સારી વસ્તુ હોત તો ઝુનયરહ હકસી તુચ્છ સ્ત્રી તેમાં અમારાથી આગળ ન હોત, તેના વિશે પ્રસ્તુત આયત નાઝિલ થઈ. *(મઝહરી)*

مَا كُنْتُ بِدْعًا مِّنَ الرُّسُلِ અને وَمِنْ قَبْلِهٖ كِتٰبُ مُوْسٰٓى اِمَامًا وَّرَحْمَةً આ વાક્યમાં એક તો ની સાબિતી મળી કે તમે કોઈ નવા રસૂલ અને કુર્આન કોઈ નવી કિતાબ નથી કે તેના ઉપર ઈમાન લાવવામાં લોકોને શંકા હોય, બલકે તમારાથી અગાઉ હઝરત મૂસા (અલૈ.) રસૂલ બનીને આવી ચૂક્યા છે અને તેમના ઉપર તવરાત નાઝિલ થઈ ચૂકી છે જેનો આ કાફિરો, યહૂદ અને નસારા બધા સ્વીકાર કરે છે, બીજું ઉપર જે شَهِدَ شَاهِدٌ આવ્યું છે તેનું પણ સમર્થન થઈ ગયું, કારણ કે મૂસા (અલૈ.) અને તવરાત પોતે કુર્આન અને રસૂલ ﷺની સચ્ચાઈનું ગવાહ છે.

---

## આયતો : (સૂરએ અહકાફ : આયત નં. ૧૩ થી ૨૦)

| |
|---|
| اِنَّ الَّذِيْنَ قَالُوْا رَبُّنَا اللّٰهُ ثُمَّ اسْتَقَامُوْا فَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿۱۳﴾ |
| اُولٰٓئِكَ اَصْحٰبُ الْجَنَّةِ خٰلِدِيْنَ فِيْهَا ۚ جَزَآءًۢ بِمَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۱۴﴾ وَوَصَّيْنَا |
| الْاِنْسَانَ بِوَالِدَيْهِ اِحْسٰنًا ۭ حَمَلَتْهُ اُمُّهٗ كُرْهًا وَّوَضَعَتْهُ كُرْهًا ۭ وَحَمْلُهٗ |
| وَفِصٰلُهٗ ثَلٰثُوْنَ شَهْرًا ۭ حَتّٰٓى اِذَا بَلَغَ اَشُدَّهٗ وَبَلَغَ اَرْبَعِيْنَ سَنَةً ۙ قَالَ |
| رَبِّ اَوْزِعْنِيْٓ اَنْ اَشْكُرَ نِعْمَتَكَ الَّتِيْٓ اَنْعَمْتَ عَلَيَّ وَعَلٰي وَالِدَيَّ |
| وَاَنْ اَعْمَلَ صَالِحًا تَرْضٰىهُ وَاَصْلِحْ لِيْ فِيْ ذُرِّيَّتِيْ ۚ اِنِّيْ تُبْتُ اِلَيْكَ |
| وَاِنِّيْ مِنَ الْمُسْلِمِيْنَ ﴿۱۵﴾ اُولٰٓئِكَ الَّذِيْنَ نَتَقَبَّلُ عَنْهُمْ اَحْسَنَ مَا عَمِلُوْا وَ |
| نَتَجَاوَزُ عَنْ سَيِّاٰتِهِمْ فِيْٓ اَصْحٰبِ الْجَنَّةِ ۭ وَعْدَ الصِّدْقِ الَّذِيْ كَانُوْا |

يُوعَدُونَ ⑯ وَالَّذِي قَالَ لِوَالِدَيْهِ أُفٍّ لَّكُمَا أَتَعِدَانِنِي أَنْ أُخْرَجَ وَقَدْ خَلَتِ
الْقُرُونُ مِن قَبْلِي ۚ وَهُمَا يَسْتَغِيثَانِ اللَّهَ وَيْلَكَ آمِنْ ۚ إِنَّ وَعْدَ اللَّهِ
حَقٌّ ۚ فَيَقُولُ مَا هَٰذَا إِلَّا أَسَاطِيرُ الْأَوَّلِينَ ⑰ أُولَٰئِكَ الَّذِينَ حَقَّ عَلَيْهِمُ
الْقَوْلُ فِي أُمَمٍ قَدْ خَلَتْ مِن قَبْلِهِم مِّنَ الْجِنِّ وَالْإِنسِ ۖ إِنَّهُمْ كَانُوا خَاسِرِينَ ⑱
وَلِكُلٍّ دَرَجَاتٌ مِّمَّا عَمِلُوا ۖ وَلِيُوَفِّيَهُمْ أَعْمَالَهُمْ وَهُمْ لَا يُظْلَمُونَ ⑲ وَيَوْمَ
يُعْرَضُ الَّذِينَ كَفَرُوا عَلَى النَّارِ أَذْهَبْتُمْ طَيِّبَاتِكُمْ فِي حَيَاتِكُمُ الدُّنْيَا وَاسْتَمْتَعْتُم
بِهَا ۚ فَالْيَوْمَ تُجْزَوْنَ عَذَابَ الْهُونِ بِمَا كُنتُمْ تَسْتَكْبِرُونَ فِي الْأَرْضِ بِغَيْرِ
الْحَقِّ وَبِمَا كُنتُمْ تَفْسُقُونَ ⑳ ع



**તરજુમો :**

*બેશક ! જેમણે કહ્યું, અમારો પરવરદિગાર અલ્લાહ છે, પછી અડગ રહ્યા તો તેમના ઉપર ન તો ભય છે અને ન જ તેઓ ગમગીન થશે. (૧૩) તે જ જન્નતવાળા લોકો છે, સદાય તેમાં રહેશે; આ તે કામોનો બદલો છે જે તેઓ કરતા હતા. (૧૪) અને અમે માનવીને પોતાના માં બાપ સાથે ભલાઈ કરવાનો હુકમ કરી દીધો, તેની માંએ તેને પેટમાં તકલીફ ઉઠાવીને રાખ્યો અને તેને તકલીફ ઉઠાવી જન્મ આપ્યો અને તેનું ગર્ભમાં રહેવું અને દૂધ છોડાવવું ત્રીસ મહિનામાં છે, એટલે સુધી કે શક્તિશાળી (યુવાન) થઈ ગયો અને ચાલીસ વર્ષ (ઉંમરે) પહોંચી ગયો, કહેવા લાગ્યો, હે મારા પરવરદિગાર ! મારી કિસ્મતમાં (એવું) કર કે હું તારા અહેસાનનો શુક્ર અદા કરું જે તેં મારા ઉપર અને મારા માતા પિતા ઉપર કર્યું અને એ કે નેક કામ કરું જેનાથી તું રાજી થાય અને મને મારા (લાભ) માટે નેક અવલાદ આપ, મેં તારા તરફ તવબહ કરી અને હું આજ્ઞાપાલક (મુસ્લિમ) છું. (૧૫) આ જ તે લોકો છે જેમનાથી અમે બહેતરથી બહેતર કામ કબૂલ કરીએ છીએ જે તેમણે કર્યા છે અને અમે તેમની બુરાઈઓ દરગુઝર કરીએ છીએ, જન્નતના*

*રહેનારા લોકોમાં હશે; સાચો વાયદો જે તેમને કરવામાં આવતો હતો. (૧૬) અને જે વ્યક્તિએ પોતાના માં બાપને કહ્યું, અફસોસ (ધિક્કાર) છે તમારા ઉપર, શું મને વાયદો આપો છો કે હું (ફરી જીવીત કરી) કબ્રમાંથી કાઢવામાં આવીશ !? અને મારા પહેલાં ઘણા સમૂહો પસાર થઈ ચૂક્યા અને તેઓ બંને અલ્લાહને ફરિયાદ કરે છે કે હાય ખરાબી તારી ! તું ઈમાન લઈ આવ, બેશક અલ્લાહનો વાયદો સત્ય છે; પછી તે કહે છે, આ બધી આગલાઓની નકલો છે. (૧૭) આ તે લોકો છે કે જેમના ઉપર અઝાબની થયેલી વાત સાબિત થાય છે જિન્નાતોના અને મનુષ્યોના તે સમૂહો સાથે જેઓ તેમનાથી પહેલાં ગુઝરી ચૂક્યા છે, બેશક ! તેઓ નુકસાનમાં પડયા હતા. (૧૮) અને દરેક સમૂહોના પોતાના કર્મો પ્રમાણેના કેટલાય (જુદા જુદા) દરજ્જાઓ છે અને જેથી તેમના કર્મો તેમને પૂરા આપે અને તેમના ઉપર જુલમ થશે નહીં. (૧૯) અને જે દિવસે ઈન્કારીઓને આગના કિનારા ઉપર લાવવામાં આવશે (ત્યારે તેમને કહેવામાં આવશે) તમે દુનિયાની જિંદગીમાં (તમારા ભાગની) મોજમજા મેળવી લીધી અને તેને ખૂબ માણી લીધી, હવે આજે ઝિલ્લતનો અઝાબ પામશો, તેનો બદલો જે તમે પૃથ્વીમાં નાહક અભિમાન કરતા હતા અને તેનો જે તમે નાફરમાની કરતા હતા. (૨૦)*

**તફસીર :**

જે લોકોએ (સાચા દિલથી) કહ્યું કે અમારો પરવરદિગાર અલ્લાહ છે (એટલે કે તવહીદની તા'લીમ રસૂલના આપ્યા પ્રમાણે કબૂલ કરી) પછી (તેના ઉપર) કાયમ રહ્યા (એટલે કે તેને છોડયું નહી) બસ (તેનું પરિણામ એ છે કે) તે લોકો ઉપર (આખિરતમાં) કોઈ ડર(ની વાત ઉપસ્થિત થનારી) નથી અને ન જ તે (ત્યાં) દિલગીર થશે (આ તો તેમના નુકસાનથી બચવાનું વર્ણન હતું, આગળ તેમના લાભનું વર્ણન છે જે તેમને મળનારો છે કે) આ લોકો જન્નતવાળા છે જેઓ તેમાં હંમેશા રહેશે તે (નેક) કર્મોના બદલામાં કે જે તેઓ કરતા હતા (જેમકે ઈમાન લાવ્યા અને તેના ઉપર કાયમ રહ્યા જેનું વર્ણન ઉપર થઈ ગયું) અને (જે રીતે અમે અલ્લાહ તઆલાના હકો વાજિબ કર્યા છે તેનું વર્ણન થઈ ચૂક્યું એ જ પ્રમાણે બંદાના હકો વાજિબ કર્યા છે તેથી તેમાંથી ઘણો જ મોટો હક માતા પિતાનો છે એટલા માટે) અમે ઈન્સાનને પોતાના માં બાપની સાથે નેક વર્તાવ

કરવાનો હુકમ આપ્યો છે (અને ખાસ કરીને માંની સાથે વધારે કારણ કે) તેની માંએ તેને ઘણી મુશ્કેલી સાથે પેટમાં રાખ્યો અને (પછી) ઘણી મુશ્કેલી સાથે તેને જન્મ આપ્યો અને તેને પેટમાં રાખવું અને તેનું દૂધ છોડાવવું (ઘણું ખરું) ત્રીસ મહિના(માં પૂરું થાય) છે (એટલા દિવસો જાત જાતની મુસીબતો ઉઠાવે છે અને ઓછે વત્તે અંશે આ મુસીબતોમાં પિતાની પણ ભાગીદારી હોય છે પરંતુ મોટા ભાગે વ્યવસ્થાની જવાબદારી સ્વાભાવિક રીતે પિતાને જ કરવી પડે છે અને પોતાના આરામમાં ખલેલ આવી જવો એ બંનેને સરખી રીતે સામે આવે છે, એટલા માટે પણ માતા પિતાનો હક માનવી ઉપર વધારે વાજિબ કરવામાં આવ્યો છે, મતલબ કે ત્યાર પછી જ માણસનો ઉછેર થાય છે) એટલે સુધી કે જ્યારે (ઉછેર પામી) પોતાની યુવાનીએ (એટલે કે બાલિગ હોવાની અવસ્થાએ) પહોંચી જાય છે અને (પછી યુવાની પછી એક સમયમાં) ચાલીસ વર્ષ(ની ઉંમર) સુધી પહોંચે છે તો (જે નેક હોય છે તે) કહે છે કે હે મારા પરવરદિગાર મને એ બાબત નસીબ કર કે હું તારી તે નેઅ્મતોનો શુક્રિયા અદા કરું જે તેં મને અને મારા માતા પિતાને અર્પણ કરી છે (જો માતા પિતા મુસલમાન હોય તો દીનની નેઅ્મત પણ આવી ગઈ નહિતર દુનિયાની નેઅ્મતો તો દેખીતી જ છે અને માતા પિતાની નેઅ્મતનો અસર અવલાદને પણ પહોંચે છે તેથી તેમનું અસ્તિત્વ અને તેમનું ટકી રહેવું જે દુનિયાની નેઅ્મત છે તેના પ્રતાપે જ પોતે અવલાદનું અસ્તિત્વ પણ હોય છે અને દીની નેઅ્મતોની અસર એ હોય છે કે તેમની તા'લીમ અને કેળવણી તેના માટે જ્ઞાન અને કર્મનું માધ્યમ બનતું હોય છે) અને (એવું પણ કહે છે કે મને તેની પાબંદી પણ નસીબ કર કે) હું નેક કામ કર્યા કરું જેનાથી તું ખુશ થાય અને મારા સંતાનોમાં પણ મારા (લાભ) માટે ક્ષમતા પેદા કરી આપ (દુનિયવી લાભ એ કે જોઈ જોઈને રાહત થાય અને દીની લાભ એ કે બદલો અને સવાબ પ્રાપ્ત થાય અને) હું તારી સમક્ષ (ગુનાહોથી પણ) તવબહ કરું છું અને હું (તારો) ફરમાંબરદાર છું (તેનો હેતુ પોતાની ગુલામીનો એકરાર છે ન કે તેનો દા'વો કરવો, આગળ તે કર્મોનું પરિણામ જાહેર કરવામાં આવ્યું છે કે) આ તે લોકો છે કે અમે તેમના નેક કામોને કબૂલ કરી લઈશું, અમે તેમના ગુનાહોથી દરગુઝર કરીશું એ રીતે કે તેઓ જન્નતવાળાઓમાંથી હશે (અને આ બધું) તે સાચા વાયદાના કારણે (થયું) જેનો તેમને (દુનિયામાં) વાયદો કરવામાં આવતો હતો (અહીંયાં સુધી

અહેસાન માનનારા ખુશકિસ્મત લોકોનું વર્ણન હતું, આગળ જાલિમ અને બદ્બખ્ત લોકોનું વર્ણન છે) અને જેણે (અલ્લાહ તઆલાના હકો અને બંદાના હકો બંનેને પાયમાલ કરી દીધા જેમકે તેની આ હાલતથી જાણ થાય છે કે તેણે) પોતાના માં બાપને કહ્યું (જેમના હકોની હુકૂકુલ ઈબાદમાં સૌથી વધારે તાકીદ છે ખાસ કરીને જ્યારે કે તેઓ મુસલમાન પણ હોય અને ખાસ કરીને જ્યારે કે તે તેને પણ ઈસ્લામનું આમંત્રણ આપી રહ્યા હોય) કે ધિક્કાર છે તમારા ઉપર કે શું તમે મને એ વાયદો (એટલે કે ખબર) આપો છો કે હું (કયામતમાં ફરીવાર જીવીત થઈને) કબ્રથી કાઢવામાં આવીશ જ્યારે કે મારાથી પહેલાં ઘણી બધી ઉમ્મતો ગુઝરી ચૂકી ! (જેમને દરેક યુગમાં તેમના પયગમ્બર આવી જ ખબરો આપતા ચાલ્યા આવ્યા પરંતુ આજ સુધી કોઈ બાબત જાહેર થઈ નથી, આથી જાણ થાય છે કે આ બધી નરી વાતો જ વાતો છે) અને તે બંને (ગરીબ માં બાપ તેના આ ઈન્કારથી કે જે મહાન કુફ્ર છે ગભરાઈને) અલ્લાહને ફરિયાદ કરી રહ્યા છે (અને ખૂબ વિનમ્રતાથી દુઃખી હૃદયે તેને કહી રહ્યા છે કે) અરે તારો નાશ થાય, ઈમાન લાવ (અને કયામતને પણ સાચી સમજ) બેશક ! અલ્લાહનો વાયદો સાચો છે; તો તે (માણસ એ બાબત ઉપર પણ) કહે છે કે આ પ્રમાણ વગરની વાતો આગલાઓથી નકલ થતી ચાલી આવી છે (મતલબ એ કે એવો બદનસીબ છે કે કુફ્ર અને માં બાપની સાથે દુર્વ્યવહાર બંને બુરાઈઓ આચરે છે અને દુર્વ્યવહાર પણ એ કક્ષાનો કે માતા પિતાનો વિરોધ કરી તેમની સાથે વાતચીત કરવામાં પણ બદ્તમીઝી કરે છે, આગળ તેમના આવા કર્મોનું પરિણામ બતાવવામાં આવ્યું છે કે) આ તે લોકો છે કે તેમના હકમાં પણ તે લોકોની સાથે અલ્લાહનો કૌલ (એટલે કે અઝાબનો વાયદો) પૂરો થઈને રહ્યો જે તેમનાથી પહેલાં જિન્નાતો અને માનવો (કાફિર) થઈ ગુઝર્યા છે, બેશક ! એ (બધા) નુકસાનમાં રહ્યા અને (આગળ ઉપરોક્ત વિગતનો ખુલાસો ટૂંકમાં વર્ણન થયો છે કે પ્રસ્તુત બંને સમૂહોમાંથી) દરેક (સમૂહ) માટે તેમના (જુદા જુદા) અમલોના કારણે અલગ અલગ દરજ્જાઓ (કોઈને જન્નતનો દરજ્જો તો કોઈને દોઝખનો દરજ્જો) મળશે અને (જુદા જુદા દરજ્જાઓ એટલા માટે મળશે કે) જેથી અલ્લાહ તઆલા સૌને તેમના કર્મો(ના બદલા) પૂરા કરી આપે અને તેમના ઉપર (કોઈ પ્રકારનો) જુલમ થશે નહીં અને (ઉપર અહેસાન માનનારાઓના બદલામાં તો જન્નતને નિશ્ચિત સ્વરૂપે

વર્ણન કરવામાં આવ્યું હતું પરંતુ જાલિમોનો અઝાબ નક્કી કરીને બતાવવામાં આવ્યો ન હતો, ટૂંકમાં કહેવામાં આવ્યું હતું, حَقَّ عَلَيۡهِمُ الۡقَوۡلُ અને كَانُوۡا خٰسِرِيۡنَ એટલા માટે આગળ અઝાબને નિશ્ચિત કર્યો છે કે તે દિવસ યાદ કરવાપાત્ર છે) જે દિવસે કાફિરો આગ સામે લાવવામાં આવશે (અને તેમને કહેવામાં આવશે) કે તમે પોતાની લિજ્જતની વસ્તુઓ પોતાની દુનિયાની જિંદગીમાં પ્રાપ્ત કરી ચૂક્યા (અહીંયાં કોઈ લિજ્જત કે મોજ મજા તમને નસીબ થશે નહીં) અને તેને ખૂબ માણી ચૂક્યા (એટલે સુધી કે તેમાં પડીને અમને પણ ભૂલી ગયા) બસ આજે તમને ઝિલ્લતની સજા આપવામાં આવશે (તેથી સજા માટે આગ છે અને અપમાન માટે આ નીંદા અને ધિક્કાર છે) એ કારણે કે તમે દુનિયામાં નાહક અભિમાન કર્યા કરતા હતા (અભિમાનથી ભાવાર્થ એવું અભિમાન છે જેણે ઈમાનથી અટકાવી રાખ્યા, કારણ કે કાયમી અઝાબ તેની જ સાથે ખાસ છે) અને એ કારણે કે તમે નાફરમાનીઓ કરતા હતા (તેમાં કુફ્ર, દુષ્કૃત્યો, જુલમ અને તેના દરેક પ્રમાણો સામેલ થઈ ગયા).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં પ્રથમ બે આયતો તો પાછલી જ વાતની પૂર્ણતા છે જે એમાં પ્રથમ આયતોમાં આવ્યું છે કે જાલિમો માટે અઝાબની ધમકી અને નેક મો'મિનો માટે સફળતાની ખુશખબરી હતી, પ્રથમ આયત એટલે કે إِنَّ الَّذِيۡنَ قَالُوۡا رَبُّنَا اللّٰهُ ثُمَّ اسۡتَقَامُوۡا માં ઉચ્ચ વર્ણનશૈલી સાથે સંપૂર્ણ ઈસ્લામ અને ઈમાન તથા નેક અમલો સૌને એકઠા કરી દેવામાં આવ્યા. رَبُّنَا اللّٰهُ (રબ્બનલ્લાહુ)નો એકરાર પૂરેપૂરું ઈમાન છે અને તેના ઉપર કાયમ રહેવામાં ઈમાન ઉપર મૃત્યુ સુધી કાયમ રહેવું પણ સામેલ છે અને તેના તકાદાઓ ઉપર પૂરેપૂરો અમલ પણ અને તેના ઉપર અડગ રહેવું પણ; આ બાબતનો મહત્ત્વનો ખુલાસો "સૂરએ હા–મીમ સજદહ"માં વર્ણન થઈ ચૂક્યો છે, પ્રસ્તુત આયતમાં ઈમાન અને અડગ રહેવા ઉપર એવો વાયદો કરવામાં આવ્યો છે કે આવા લોકોને ન તો ભવિષ્યમાં કોઈ તકલીફ અને પરેશાનીનો ભય હશે અને ન જ ભૂતકાળની તકલીફ ઉપર ગમ અને અફસોસ રહેશે, પછીની આયતમાં આ અદ્વિતિય રાહતના કાયમીપણાની અને કદી પૂર્ણ ન થવાની ખુશખબરી આપવામાં આવી છે, ત્યારબાદની ચાર આયતોમાં માનવીને તેના માતા પિતા સાથે સદ્‌વર્તાવનું માર્ગદર્શન અને તેના વિરુદ્ધ કરવાની

નીંદા અને તે સંદર્ભમાં માનવી ઉપર તેના માં બાપના ઉપકારોનું અને સંતાનો માટે તેમનું સખત મહેનત અને મુસીબતો બરદાસ્ત કરવાનું વર્ણન તથા મોટી ઉંમરે પહોંચવાની સાથે જ માનવીને અલ્લાહ તઆલાના શરણે જવાની તથા તેની ખાસ વિનમ્રતાપૂર્વક મહેરબાની માંગવાની પ્રેરણા આપવામાં આવી છે, પાછલી આયતોથી તેનું જોડાણ અને સંબંધ ઈબ્ને કષીરના નિવેદન પ્રમાણે એ છે કે કુર્આને કરીમની સામાન્ય શૈલી એ છે કે તે જ્યાં માનવીને અલ્લાહ તઆલાની ઈબાદત અને આજ્ઞાપાલન તરફ દા'વત આપે છે તો સાથે સાથે જ માતા પિતા સાથે સદ્‌વર્તાવ. સેવા અને આજ્ઞાપાલનના હુકમો પણ આપે છે, કુર્આને કરીમની ઘણી બધી આયતો વિવિધ સૂરતોમાં આ બાબત ઉપર ગવાહ છે, આથી જ વર્ણનશૈલી પ્રમાણે અત્રે પણ અલ્લાહ તઆલાની તવહીદની દા'વતની સાથે સાથે માતા પિતાની સાથે સદ્‌વર્તાવનું વર્ણન કરવામાં આવ્યું અને કુર્તુબીએ કુશયરીના હવાલાથી તેના સંદર્ભનું વર્ણન એ કર્યું છે કે તેમાં રસૂલે કરીમ ﷺ માટે એક આશ્વાસનનું પાસું એ છે કે તમે ઈમાન અને તવહીદનું આમંત્રણ આપતા રહો, કોઈ કબૂલ કરશે અને કોઈ કબૂલ નહીં કરે તમે તેનાથી ચિંતિત અને ગમગીન ન થાઓ, કારણ કે માનવીની હાલત એ જ છે કે દરેકનો વર્તાવ પોતાના માતા પિતા સાથે એકસમાન નથી હોતો, અમુક સદ્‌વર્તાવ કરે છે અને અમુક તેમની સાથે પણ દુર્વ્યવહાર કરે છે. વલ્લાહુ અઅ્‌લમુ.

અલબત્ત આ ચાર આયતોમાં મૂળ વિષય માનવીને પોતાના માતા પિતા સાથે સદ્‌વર્તાવની પ્રેરણા આપવાનો છે અને ટૂંકમાં બીજી કેળવણી પણ આવી ગઈ છે, જો કે અમુક હદીષની રિવાયતોથી આ આયતો હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ની શા'નમાં નાઝિલ થવાની જાણ થાય છે અને એ જ બીનાએ તફસીરે મઝહરીએ وَوَصَّيْنَا الْإِنسَانَ માં الْإِنسَانَ ના اَلْ (અલિફ-લામ)ને વાયદાનો ઠરાવીને તેનો ભાવાર્થ હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ને ઠરાવ્યા છે પરંતુ એ જાહેર છે કે જો કોઈ કુર્આનની આયતના ઊતરવાની પૂર્વભૂમિકાને કોઈ ખાસ વ્યક્તિ અથવા કોઈ ખાસ પ્રસંગ હોય તે છતાં પણ હુકમ સૌને માટે જાહેર હુકમ જ હોય છે, શા'ને નુઝૂલ (પૂર્વભૂમિકા) હઝરત સિદ્દીકે અકબર (રદિ.) હોય અને ઉપરોક્ત આયતો તેમના જ વિશિષ્ટ લક્ષણો હોય તો પણ આયતનો હેતુ જાહેર કેળવણીનો જ છે અને જો મૂળ આયતોને જાહેર તા'લીમ ઠરાવવામાં આવે એમાં

પણ સિદ્દીકે અકબર (રદિ.) આ તા'લીમના પ્રથમ વ્યક્તિ ઠરશે જે યુવાનીમાં અને ચાલીસ વર્ષની ઉંમર થયા પછીની જે.વિશિષ્ટતા આ આયતોમાં ઉપસ્થિત છે તે વિશિષ્ટતા દ્દષ્ટાંત સ્વરૂપે હશે, હવે પ્રસ્તુત આયતોના ખાસ ખાસ શબ્દોનો ખુલાસો જુઓ.

وَوَصَّيْنَا الْإِنْسَانَ بِوَالِدَيْهِ إِحْسٰنًا શબ્દ وَصِيَّتْ (વસિય્યત) તાકીદી હુકમના અર્થમાં આવે છે અને اِحْسَانْ (અહેસાન) એ સદ્‌વ્યવહાર છે જેમાં માતા પિતાની સેવા અને આજ્ઞાપાલન પણ સામેલ છે તથા તેમનું સન્માન અને ઈજ્જત પણ.

حَمَلَتْهُ أُمُّهُ كُرْهًا وَّوَضَعَتْهُ كُرْهًا માં શબ્દ كُرْهًا بِضَمِّ الْكَافْ તે તકલીફને કહે છે જે માનવીને કોઈ કારણે બરદાસ્ત કરવી પડે અને كَرْهًا بِفَتْحِ كَافْ આ તે મહેનત અને તકલીફનું નામ છે જેના ઉપર તેને કોઈ બીજો વ્યક્તિ મજબૂર કરે, તેનાથી જ اِكْرَاهْ (ઈકરાહ) "બળજબરી" શબ્દ બનેલ છે, પ્રથમ વાક્યમાં માતા પિતા સાથે જે સદ્‌વ્યવહારનો હુકમ આપવામાં આવ્યો છે એ વાક્ય એ તાકીદ માટે છે કે માતા પિતાની સેવા અને આજ્ઞાપાલન આવશ્યક હોવાનું એક કારણ એ પણ છે કે તેમણે તમારા જન્મથી લઈને યુવાની સુધી તમારા માટે ઘણી તકલીફો બરદાસ્ત કરી છે, ખાસ કરીને માં ની મહેનત અને તકલીફ ઘણી ઉઘાડી છે એટલા માટે અહીંયાં વર્ણન માત્ર માં ની તકલીફનું કરવામાં આવ્યું છે કે તેણે એક લાંબા સમય સુધી એટલે કે નવ મહિના સુધી પોતાના પેટમાં તમને ઉઠાવી રાખ્યા જેમાં તેને જાતજાતની તકલીફો અને મુશ્કેલીઓ બરદાસ્ત કરવી પડી પછી જન્મ સમયે સખત દર્દ અને તકલીફની સાથે તમે આ દુનિયામાં અસ્તિત્વમાં આવ્યા.

**માતાનો હક પિતા કરતાં વધારે છે :**

આયતની શરૂઆતમાં સદ્‌વર્તનનો હુકમ માતા અને પિતા બંને માટે છે પરંતુ આ સ્થળે માત્ર માતાની મહેનત અને મુશ્કેલીનું વર્ણન કરવામાં હિકમત એ છે કે માતાની મહેનત અને તકલીફ આવશ્યક અને જરૂરી છે, ગર્ભના સમયકાળની તકલીફો પછી ગર્ભના વિકાસના તબક્કામાં અને જન્મ સમયની તકલીફ; દરેક પરિસ્થિતિમાં દરેક બાળક માટે એ અવશ્ય હોય છે જે માત્ર માં ની જ મહેનત છે, પિતા માટે ભરણ પોષણની મહેનત કરવી એટલું આવશ્યક અને

જરૂરી નથી હોઈ શકતું કે કોઈ પિતાને સંતાનોની કેળવણીમાં કોઈ પણ મહેનત અને તકલીફ ઉઠાવવી પડે, ખાસ કરીને જ્યારે કે માલદાર અને નોકર ચાકરવાળો અમીર હોય, બીજાઓ પાસે પોતાના સંતાનોની સેવાનું કામ કરાવે અથવા તો તે કોઈ બીજા દેશમાં ચાલ્યો જાય અને ખર્ચ મોકલતો રહે, આ જ કારણ છે કે રસૂલે કરીમ ﷺએ અવલાદ ઉપર માં ના હકોને સૌથી વધારે રાખ્યા છે, એક હદીષમાં ઈરશાદ છે, صِلْ اُمَّكَ ثُمَّ اُمَّكَ ثُمَّ اُمَّكَ ثُمَّ اَبَاكَ ثُمَّ اَدْنَاكَ فَاَدْنَاكَ (મઝહરી) એટલે કે સીલારહમી (ભલાઈનો વ્યવહાર) અને સેવા કરો પોતાની માતાની, પછી પોતાની માતાની, પછી માતાની ત્યારબાદ પોતાના બાપની અને ત્યારબાદ જે નજીકનો સગો વહાલો હોય તેની, પછી જે તેના પછી હોય.

وَحَمْلُهٗ وَفِصٰلُهٗ ثَلٰثُوْنَ شَهْرًا આ વાક્યમાં પણ માં ની મહેનત અને તકલીફનું જ વર્ણન છે કે બાળકના ગર્ભ અને ગર્ભના વિકાસની તકલીફ પછી પણ માં મહેનતથી ફારેગ થઈ જતી નથી, કારણ કે ત્યાર પછી બાળકના ખોરાકને પણ કુદરતે માતાની છાતીઓમાં ઉતાર્યુ છે તે તેને દૂધ પીવડાવે છે, પ્રસ્તુત આયતોમાં ઈરશાદ એ ફરમાવ્યો છે કે બાળકનો ગર્ભ અને દૂધ છોડાવવું ત્રીસ મહિનામાં છે, હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુએ આ આયતથી એ વાત ઉપર દલીલ કરી છે કે ગર્ભની મુદત ઓછામાં ઓછા છ મહિનાની છે, કારણ કે કુર્આને કરીમે મોટા ભાગે દૂધ પીવાડવાની મુદત તો સંપૂર્ણ બે વર્ષ નિશ્ચિત કરી દીધી છે જેમકે ઈરશાદ છે وَالْوَالِدٰتُ يُرْضِعْنَ اَوْلَادَهُنَّ حَوْلَيْنِ كَامِلَيْنِ (૨:૨૩૩) અને ગર્ભ તથા દૂધ પીવાડવું બંનેની મુદત ત્રીસ મહિના ઠરાવવામાં આવી તો દૂર પીવાડવાના બે વર્ષ એટલે કે ૨૪ મહિના નીકળ્યા પછી છ મહિના જ બાકી રહી જાય છે જેને ગર્ભની ઓછામાં ઓછી મુદત ઠરાવવામાં આવી, એક રિવાયતમાં છે કે હઝરત ઉસ્માન ગની (રદિ.)ના સમયમાં સ્ત્રીના પેટે છ મહિના થઈ ગયા પછી બાળક પેદા થયું જ્યારે કે પ્રાકૃતિક નિયમ નવ મહિનામાં અને ઓછામાં ઓછા સાત મહિનામાં બાળક પેદા થવાનો છે, હઝરત ઉસ્માન ગની (રદિ.)એ તેના ગર્ભને નાજાઈઝ ઠરાવીને સજાનો હુકમ આપ્યો, હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુને તેની જાણ થઈ તો તેમણે હઝરત ઉસ્માન (રદિ.)ને આ સજાની મનાઈ કરી અને ફરમાવ્યું કે કુર્આનમાં ગર્ભ અને દૂધ પીવાડવાની ભેગી મુદત ત્રીસ મહિના છે, પછી દૂધ પીવાડવાની મુદતના ૨૪ મહિના હોવા બીજા સ્થળે નક્કી કરવામાં આવ્યા છે

એટલા માટે બાકીના છ મહિનાની મુદ્દત જ ઓછામાં ઓછા ગર્ભની મુદ્દત છે, હઝરત ઉસ્માન ગની (રદિ.)એ તેમની દલીલને સ્વીકારીને પોતાનો હુકમ પાછો લીધો. *(કુર્તુબી)*

એટલા જ માટે ઓછામાં ઓછા હમલની મુદ્દત વિશે બધા જ ઉમ્મતના ઈમામો સહમત છે કે તે છ મહિના હોઈ શકે છે, ઘણી લાંબી મુદ્દત કેટલી છે તેમાં ઈમામોના મતભેદ છે, કુર્આને તેના વિશે કોઈ ફેંસલો નથી આપ્યો.

**ખુલાસો :**

આ આયતમાં ગર્ભની ઓછામાં ઓછી મુદ્દતનુ વર્ણન કરવામાં આવ્યું અને દૂધ પીવાડવાનું વધારેમાં વધારે મુદ્દતનું, તેમાં ઈશારો છે કે ગર્ભની ઓછામાં ઓછી મુદ્દત છ મહિના છે તેનાથી ઓછા મહિનામાં સાજું તંદુરસ્ત બાળક પેદા નથી થઈ શકતું પરંતુ વધારેથી વધારે બાળક ગર્ભમાં કેટલો સમય રહી શકે છે તેમાં વિવિધ શારીરિક પ્રકૃતિઓ જવાબદાર છે અને તે નિશ્ચિત નથી, એ જ પ્રમાણે દૂધ પીવાડવાની વધારેથી વધારે મુદ્દત નિશ્ચિત છે કે બે વર્ષ સુધી દૂધ પીવાડી શકાય છે, ઓછામાં ઓછી મુદ્દત કંઈ નિશ્ચિત નથી, અમુક સ્ત્રીઓને દૂધ આવતું જ નથી, અમુકનું દૂધ થોડા મહિનાઓ પછી સુકાઈ જાય છે, અમુક બાળકો માં નું દૂધ વધારે નથી પીતા અથવા તેમના માટે નુકસાનકારક હોય તો તેમને ઉપરનું બીજું દૂધ પીવડાવવું પડે છે.

**ગર્ભના વિકાસની વધારેમાં વધારે મુદ્દત અને દૂધ પીવાડવાની વધારેમાં વધારે મુદ્દતમાં ઉમ્મતના ફુકહાનો મતભેદ :**

વધારેમાં વધારે ગર્ભની મુદ્દત ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.) નજીક બે વર્ષ છે, ઈમામ માલિક (રહ.)થી વિવિધ રિવાયતો નકલ થઈ છે, ચાર વર્ષ, પાંચ વર્ષ, સાત વર્ષ. ઈમામ શાફઈ (રહ.) નજીક ચાર વર્ષ. ઈમામ અહમદની મશ્હૂર રિવાયત ચાર વર્ષની જ છે. (મઝહરી) અને દૂધ પીવાડવાની વધારે મુદ્દત જેની સાથે દૂધ પીવાડવું હરામ હોવાના હુકમમાં સંબંધિત હોય છે, જમ્હૂર ફુકહા નજીક બે વર્ષ છે. ઈમામ માલિક, શાફઈ અને અહમદ બિન હમ્બલ (રહ.) અને હનફી ઈમામોમાંથી અબૂ યૂસુફ અને ઈમામ મુહમ્મદ (રહ.) બધા એના ઉપર સહમત છે અને સહાબએ કિરામ (રદિ.)માંથી હઝરત ઉમર,

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું પણ આ જ નિવેદન છે. (રવાહુ દારે કુતની) હઝરત અલી મુર્તઝા (રદિ.) તથા હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)નું પણ એવું જ કહેવું છે. (ઈબ્ને અબી શયબહ) માત્ર ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.)થી એવું નકલ થયેલ છે કે અઢી વર્ષ સુધી બાળકને દૂધ પીવડાવી શકાય છે જેનો ખુલાસો જમહૂર હનફીઓ નજીક એ છે કે જો બાળક અશક્ત હોય, માં ના દૂધ સિવાય કોઈ ખોરાક બે વર્ષનો થવા છતાં પણ ન લેતું હોય તો વધારે છ મહિના દૂધ પીવડાવવાની પરવાનગી છે, કારણ કે એ બાબત ઉપર બધાની સહમતી છે કે દૂધ પીવડાવવાની મુદ્દત પૂરી થયા પછી માં નું દૂધ બાળકને પીવાડવું હરામ છે પરંતુ હનફી ફુકહાના ફતાવાની પણ જમહૂર ઈમામોના મત સાથે સહમતી છે કે બે વર્ષના સમય પછી જો દૂધ પીવડાવવામાં આવ્યું તો તેનાથી દૂધ પીવડાવવાના હરામ હોવાના હુકમો સાબિત થશે નહીં, સય્યિદી હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ બયાનુલ કુર્આનમાં લખ્યું છે કે જો કે ફતાવો જમહૂરના નિવેદન ઉપર છે પરંતુ અમલમાં કાળજી રાખવી બહેતર છે કે અઢી વર્ષની મુદ્દતની અંદર જે બાળકને દૂધ પીવડાવવામાં આવ્યું છે તેની સાથે નિકાહમાં કાળજી રાખવી જોઈએ, આયત وَحَمْلُهُ وَفِصَالُهُ ثَلَاثُونَ شَهْرًا થી ઈમામે આ'ઝમ (રહ.)ના નિવેદન પ્રમાણે દૂધ પીવડાવવાની વધારેમાં વધારે મુદ્દત અઢી વર્ષની સાબિત કરવાની કોશીશ કરી છે, તફસીરે મઝહરીમાં કહેવામાં આવ્યું છે કે એ ઠીક નથી કારણ કે સહાબએ કિરામ (રદિ.)ની જમાઅત અલી મુર્તઝા (રદિ.), ઉસ્માન ગની (રદિ.)એ આયતની તફસીર નિશ્ચિત કરી દીધી છે કે તેમાં છ મહિના ઓછામાં ઓછી મુદ્દત હમલની અને ૨૪ મહિના દૂધ પીવડાવવાની મુદ્દત ભાવાર્થ સ્વરૂપે છે, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે કુર્આને કરીમે ગર્ભ અને દૂધ પીવડાવવાની ભેગી મુદ્દત ત્રીસ મહિના બતાવી છે, દરેકની અલગ અલગ હદ નથી બતાવી, તેનું કારણ એ છે કે સામાન્ય ટેવ એવી હોય છે કે બાળક નવ મહિનામાં પેદા થાય છે અને જ્યારે બાળક પૂરા નવ મહિને પેદા થાય તો માં ને દૂધ પવાડવાની જરૂરત માત્ર ૨૧ મહિના રહી જાય છે અને જો બાળક સાત મહિનામાં પેદા થઈ જાય તો ૨૩ મહિના દૂધ પીવાડવાની જરૂરત હોય છે અને જો બાળક છ મહિનામાં પેદા થાય તો ૨૪ મહિના એટલે કે સંપૂર્ણ બે વર્ષ દૂધ પીવાડવાની જરૂરત હશે. *(મઝહરી)*

حَتّٰى اِذَا بَلَغَ اَشُدَّهٗ وَبَلَغَ اَرْبَعِيْنَ سَنَةً માં શબ્દ اَشُدّ (અશુદ)નો શાબ્દિક અર્થ "શકિત" થાય છે, સૂરએ અન્આમમાં حَتّٰى يَبْلُغَ اَشُدَّهٗ હેઠળ તેની તફસીર "બાલિગ થવું" કરવામાં આવી છે, એટલે કે જ્યારે બાળક બાલિગ થવાની નજીક પહોંચી જાય. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે بُلُوْغِ اَشُدّ નો ભાવાર્થ અઢાર વર્ષની ઉંમરે પહોંચવું છે, પ્રસ્તુત આયતમાં પણ અમુક લોકોએ سِنِّ بُلُوْغ નો ભાવાર્થ આ જ લીધો છે કે બાળક બાલિગ થવાની ઉંમરે પહોંચી જાય અને ત્યાર પછી بَلَغَ اَرْبَعِيْنَ سَنَةً ને એક આગવો ઉંમરનો પડાવ ઠરાવવામાં આવ્યો, આ નિવેદન શુઅ્બી અને ઈબ્ને ઝૈદનું છે અને હઝરત બશીર (રહ.)એ بُلُوْغِ اَشُدّ અને بَلَغَ اَرْبَعِيْنَ બંનેને સમાન અર્થવાળા અને بَلَغَ اَرْبَعِيْنَ ની بَلَغَ اَشُدَّهٗ તફસીર અને તાકીદ ઠરાવી છે. *(કુર્તુબી)*

વાકય રચનાનું બંધારણ એવું છે કે પ્રથમ બાળકના ગર્ભનો, પછી ગર્ભના જન્મનો, પછી દૂધ પીવડાવવાનો સમયગાળો વર્ણન કર્યા પછી حَتّٰى اِذَا بَلَغَ ફરમાવવામાં ખુલાસો આ છે فَعَاشَ وَاسْتَمَرَّتْ حَيَاتُهٗ حَتّٰى اِذَا اكْتَهَلَ وَاسْتَحْكَمَ قُوَّتُهٗ وَعَقْلُهٗ (રૂહુલ મઆની). એટલે કે દૂધ છૂટયા પછી બાળક જીવીત રહે અને લાંબી ઉંમર પામે, એટલે સુધી કે તે બાલિગ (યુવાવસ્થા) અને મજબૂત થઈ ગયો અને તેની શકિત અને બુદ્ધિ સંપૂર્ણ થઈ ગઈ તો હવે તેને પેદા કરનાર અને પાલવનાર તરફ રુજૂઅ્ થવાની (શરણે જવાની) તવફીક નસીબ થઈ અને તે આ પ્રમાણે દુઆઓ માંગવા લાગ્યો કે,

رَبِّ اَوْزِعْنِيْٓ اَنْ اَشْكُرَ نِعْمَتَكَ الَّتِيْٓ اَنْعَمْتَ عَلَيَّ وَعَلٰى وَالِدَيَّ وَاَنْ اَعْمَلَ صَالِحًا تَرْضٰهُ وَاَصْلِحْ لِيْ فِيْ ذُرِّيَّتِيْ ۚ اِنِّيْ تُبْتُ اِلَيْكَ وَاِنِّيْ مِنَ الْمُسْلِمِيْنَ،

*"હે મારા પાલનહાર ! તું મને તવફીક અર્પણ કર કે હું તારી તે નેઅ્મતનો શુક્રિયા અદા કરું જે તેં મારા ઉપર ઉતારી છે અને જે મારા માતા પિતા ઉપર ઉતારી અને મને એવી તવફીક આપ કે હું તે અમલ કરું જેનાથી તું રાજી થઈ જાય અને મારા માટે મારી સંતતિની પણ સુધારણા કરી આપ; હું તારા તરફ રુજૂઅ્ થાઉં છું અને હું તારા ફરમાનના તા'બે મુસલમાનોમાંથી છું."*

કુર્આને આ સ્થળે حَتّٰى اِذَا بَلَغَ اَشُدَّهٗ થી લઈ مِنَ الْمُسْلِمِيْنَ સુધી બધા ભૂતકાળના ક્રિયાપદોનો ઉપયોગ કર્યો છે જેનાથી જાહેર થાય છે કે આ વર્ણન કોઈ

ખાસ ઘટના અને કોઈ ખાસ વ્યક્તિનું છે જે આયત નાઝિલ થવાના સમયે બની ચૂક્યું છે, એટલા માટે તફસીરે મઝહરીએ તેને જ અપનાવ્યું છે કે આ બધી પરિસ્થિતિઓ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ની છે, તેમના જ વર્ણનના જાહેર શબ્દો એ હિકમતથી કરવામાં આવ્યા છે કે બીજા મુસલમાનોને પણ એ બાબતનું પ્રોત્સાહન મળે કે તેઓ પણ એવું જ કર્યા કરે અને એની દલીલ તે રિવાયત છે જે કુર્તુબીએ હઝરત અતાઅ્ અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી નકલ કરી છે કે રસૂલે કરીમ ﷺએ જ્યારે પોતાની વીસ વર્ષની ઉંમરમાં હઝરત ખદીજા (રદિ.)ના માલથી વેપાર કરવાનો ઈરાદો કર્યો અને સિરીયા દેશની મુસાફરી કરી તો આ મુસાફરીમાં હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) આપ ﷺ સાથે હતા, તે સમયે તેમની ઉંમર અઢાર વર્ષની હતી જે بَلَغَ اَشُدَّهٗ ની ખરાઈ છે, પછી આ મુસાફરીમાં તેમણે રસૂલે કરીમ ﷺની એવી પરિસ્થિતિઓ જોઈ કે તેઓ એટલા ગાઢ મૈત્રી ધરાવતા થઈ ગયા કે મુસાફરીથી પાછા ફર્યા પછી દરેક સમયે આપ ﷺની સાથે રહેવા લાગ્યા, એટલે સુધી કે જ્યારે આપ ﷺની ઉંમર ચાલીસ વર્ષની થઈ ગઈ અને આપ ﷺને અલ્લાહ તઆલાએ નુબુવ્વત અને રિસાલતની પ્રતિષ્ઠા અર્પણ કરી તે સમયે હઝરત અબૂબક્ર (રદિ.)ની ઉંમર ૩૮ વર્ષની હતી, પુરુષોમાં સૌથી પહેલાં તેમણે ઈસ્લામ સ્વીકાર્યો, પછી જ્યારે તેમની ઉંમર ચાલીસ વર્ષની થઈ ગઈ તો તેમણે આ દુઆ માંગી જે ઉપર વર્ણન થઈ છે, رَبِّ اَوْزِعْنِیْ અને આ જ بَلَغَ اَرْبَعِیْنَ سَنَةً નું સમર્થન છે અને જ્યારે આ દુઆ માંગી اَنْ اَعْمَلَ صَالِحًا تَرْضٰهُ તો અલ્લાહ તઆલાએ આ દુઆ કબૂલ ફરમાવી તેમને એવા ગુલામો ખરીદીને આઝાદ કરવાની તવફીક બખ્શી કે જેઓ મુસલમાન થઈ ગયા હતા અને તેમના માલિકો ઈસ્લામ લાવવાના કારણે તેમને જાતજાતની પીડાઓ આપતા હતા, આ જ રીતે તેમની દુઆ اَصْلِحْ لِیْ فِیْ ذُرِّیَّتِیْ પણ કબૂલ થઈ, તેમની અવલાદમાં કોઈ એવું ન રહ્યું જે ઈમાન ન લાવ્યું હોય, એ જ પ્રમાણે સહાબએ કિરામ (રદિ.)માં આ વિશિષ્ટતા અલ્લાહ તઆલાએ હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ને આપી કે તેઓ પોતે પણ મુસલમાન થયા, તેમના માં બાપ પણ અને અવલાદ પણ અને સૌને નબીએ કરીમ ﷺની સોબતની પ્રતિષ્ઠા પણ પ્રાપ્ત થઈ અને તફસીરે રૂહુલ મઆનીમાં છે કે એનું સમર્થન એ વાતથી પણ થાય છે કે બધા જ સહાબએ કિરામ (રદિ.) મુહાજિરો અને અન્સારોમાં તે સમયે આ

વિશિષ્ટતા માત્ર હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ની જ હતી ક તેઓ પોતે પણ મુસલમાન થયા અને તેમના માતા પિતા પણ મુસલમાન થઈ ગયા, રહ્યો એ સવાલ કે હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ના પિતા અબૂ કુહાફા ફત્હે મક્કા પછી મુસલમાન થયા છે અને આ સૂરત પૂરેપૂરી મક્કી છે એટલા માટે આ આયત પણ મક્કામાં નાઝિલ થઈ, તે સમયે તેમના માતા પિતા ઉપર અલ્લાહની નેઅ્મતો ઊતરવાનું વર્ણન કઈ રીતે યોગ્ય ઠરશે ? બસ તેનો જવાબ એ છે કે અમુક લોકોએ આ આયતોને મદની કહી છે તો તેના ઉપર કોઈ શંકા રહેતી નથી અને જો મક્કી પણ હોય તો તેનો ભાવાર્થ ઈસ્લામની નેઅ્મતથી પ્રતિષ્ઠિત થવાની દુઆ માંગી. (રૂહુલ મઆની) આ તફસીરની રૂએ જો કે તે બધી પરિસ્થિતિઓ હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ની વર્ણન થઈ પરંતુ આયતોનો હુકમ જાહેર છે, બધા જ મુસલમાનોને તેનાથી માર્ગદર્શન આપવું હેતુ સ્વરૂપે છે કે માનવીની ઉંમર જ્યારે ચાલીસ વર્ષની નજીક પહોંચે તો તેના ઉપર આખિરતની ફિકર છવાઈ જવી જોઈએ, પાછલા ગુનાહોથી તવબહનું નવીનીકરણ કરે અને ભવિષ્ય માટે તેનાથી બચવાની પૂરી કાળજી લે, કારણ કે સામાન્ય ટેવ અને અનુભવ એવો છે કે ચાલીસ વર્ષની ઉંમરમાં જે સ્વભાવ અને આદતો કોઈ વ્યક્તિની બની જાય છે પછી તેનું બદલાવું ઘણું મુશ્કેલ હોય છે.

હઝરત ઉસ્માનગની (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જ્યારે મો'મિન બંદો ચાલીસ વર્ષની ઉંમરે પહોંચી જાય છે તો અલ્લાહ તઆલા તેનો હિસાબ સરળ કરી આપે છે અને જ્યારે ૬૦ વર્ષની ઉંમરે પહોંચે છે તો તેને પોતાના તરફ રુજૂઅ્ થવાનું તથા આજ્ઞાપાલક થવાનું નસીબ કરે છે અને જ્યારે સિત્તેર વર્ષની ઉંમરે પહોંચી જાય છે તો બધા જ આસમાનવાળા તેનાથી મહોબ્બત કરવા લાગે છે અને જ્યારે એંસી વર્ષની ઉંમરે પહોંચે છે તો અલ્લાહ તઆલા તેના ભલા કાર્યોને કાયમ કરી આપે છે અને તેની બુરાઈઓને મિટાવી દે છે અને જ્યારે ૯૦ વર્ષની ઉંમરનો થઈ જાય તો અલ્લાહ તઆલા તેના બધા આગલા પાછલા ગુનાહ મા'ફ કરી આપે છે અને તેને પોતાના ઘરવાળાઓ સંબંધી સિફારસ કરવાનો હક આપે છે અને આસમાનમાં તેના નામની સાથે લખી દેવામાં આવે છે કે આ أَسِيرُ اللّٰهِ فِي الْأَرْضِ વ્યક્તિ છે, એટલે કે પૃથ્વીમાં અલ્લાહ તઆલા તરફથી કેદી છે. *(ઇબ્ને કષીર —અબૂ યઅ્લા અને મુસ્નદે અહમદ વગેરે)*

આ દેખીતું છે કે તેનો ભાવાર્થ તે જ મો'મિન બંદો છે જેણે પોતાની જિંદગી શરીઅતના હુકમોના તા'બે થઈને તકવા સાથે પસાર કરી છે, ઇબ્ને કષીરે કારણ કે પ્રથમ તફસીરને અપનાવી છે કે ભાવાર્થ સામાન્ય માનવી છે તો જે શબ્દો વિશિષ્ટતા સ્વરૂપે તેમાં આવ્યા છે જેમકે .... حَتّٰۤى اِذَا بَلَغَ اَشُدَّهٗ وَبَلَغَ اَرْبَعِيْنَ سَنَةً તે બધા દષ્ટાંત સ્વરૂપે છે જેમાં એવું માર્ગદર્શન આપવાનો હેતુ છે કે માનવી જ્યારે ચાલીસ વર્ષની ઉંમરે પહોંચી જાય તો તેના ઉપર પોતાની સુધારણા અને પોતાના બાળ બચ્ચાંની સુધારણા તથા આખિરતની ચિંતા છવાઈ જવી જોઈએ. વલ્લાહુ અઅ્લમુ.

اُولٰٓئِكَ الَّذِيْنَ نَتَقَبَّلُ عَنْهُمْ اَحْسَنَ مَا عَمِلُوْا وَنَتَجَاوَزُ عَنْ سَيِّاٰتِهِمْ એટલે કે એવા મો'મિન મુસલમાન જેમની એવી હાલત હોય જે ઉપર વર્ણન થઈ છે તેમની ભલાઈઓ સ્વીકારી લેવામાં આવે છે અને ગુનાહો મા'ફ કરી દેવામાં આવે છે, આ હુકમ સર્વસામાન્ય છે, જો તેના નાઝિલ થવાનું કારણ હઝરત સિદ્દીકે અકબર (રદિ.) હોય તો તે સંબોધન પ્રથમ હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ને લાગુ પડશે, હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુના નીચે આપેલા વર્ણનથી પણ આયતનો ભાવાર્થ સર્વસામાન્ય હોવાની જાણ થાય છે, હઝરત ઇબ્ને કષીરે પોતાની તફસીરમાં સનદ સાથે મુહમ્મદ ઇબ્ને હાતિબ (રહ.)ની આ રિવાયત નકલ કરી છે કે હું એક વખતે અમીરુલ મુઅ્મિનીન હઝરત અલી (રદિ.)ની સેવામાં હાજર હતો, તે સમયે તેમની પાસે અમુક બીજા લોકો પણ હાજર હતા જેમણે હઝરત ઉસ્માન (રદિ.) ઉપર કંઈ ઐબ લગાવી તેના ઉપર હઝરત અલી (રદિ.)એ ફરમાવ્યું કે,

كَانَ عُثْمَانُ رَضِىَ اللّٰهُ عَنْهُ مِنَ الَّذِيْنَ قَالَ اللّٰهُ تَعَالٰى فِيْهِمْ اُولٰٓئِكَ الَّذِيْنَ نَتَقَبَّلُ عَنْهُمْ اَحْسَنَ مَا عَمِلُوْا وَنَتَجَاوَزُ عَنْ سَيِّاٰتِهِمْ فِىْٓ اَصْحٰبِ الْجَنَّةِ ۭ وَعْدَ الصِّدْقِ الَّذِىْ كَانُوْا يُوْعَدُوْنَ، قَالَ وَاللّٰهِ عُثْمَانُ وَاَصْحَابُ عُثْمَانَ رَضِىَ اللّٰهُ عَنْهُمْ، قَالَهَا ثَلَاثًا. (ابن كثير)

*"હઝરત ઉસ્માન (રદિ.) તે લોકોમાંથી હતા જેમના વિશે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે* اُولٰٓئِكَ الَّذِيْنَ نَتَقَبَّلُ عَنْهُمْ اَحْسَنَ مَا عَمِلُوْا وَنَتَجَاوَزُ عَنْ سَيِّاٰتِهِمْ فِىْٓ اَصْحٰبِ الْجَنَّةِ ۭ وَعْدَ الصِّدْقِ الَّذِىْ كَانُوْا يُوْعَدُوْنَ *"આ એવા લોકો છે જેમનાથી તેમણે જે શ્રેષ્ઠ કર્યું તેને અમે સ્વીકારીએ છીએ અને તેમના ગુનાહોને*

*નજરઅંદાજ કરીએ છીએ (જેથી) તેઓ જન્નતવાળાઓમાં હશે જેનો તેઓને સાચો વાયદો કરવામાં આવ્યો હતો." (૪૬:૧૬) ખરેખર આ આયત હઝરત ઉસ્માન (રદિ.) અને તેમના સાથી ઉપર લાગુ પડે છે, આ વાત હઝરત અલી (રદિ.)એ ત્રણ વખતે કહી."*

وَالَّذِىْ قَالَ لِوَالِدَيْهِ اُفٍّ لَّكُمَا પાછલી આયતોમાં માતા પિતાની સેવા અને આજ્ઞાપાલનના હુકમો હતા, આ આયતમાં તે વ્યક્તિના અઝાબ અને સજાનું વર્ણન થયેલ છે જે પોતાના માતા પિતા સાથે દુર્વ્યવહાર અને બદ્‌ઝુબાની સાથે રજુ થાય છે, ખાસ કરીને જ્યારે કે માતા પિતા તેને ઈસ્લામ અને સદ્‌કર્મો તરફ આમંત્રણ આપતા હોય ત્યારે તેમની વાત ન માનવી બમણો ગુનોહ છે. ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે આયતનો ભાવાર્થ જાહેર છે, જે વ્યક્તિ પણ પોતાના માતા પિતા સાથે દુર્વ્યવહાર કરે છે તેને તે લાગુ પડે છે.

મરવાને જે આ આયત હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને અબૂબક (રદિ.)ને લાગુ પડવાનું પોતાના કોઈ પ્રવચનમાં કહ્યું હતું તેનો રદિયો સહીહ બુખારીમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી નકલ થયેલ છે, સાચી વાત એ છે કે આયતનો ભાવાર્થ જાહેર છે, કોઈ સહીહ રિવાયત કોઈ ખાસ વ્યક્તિને આ આયત લાગુ પડવા વિશે નકલ થયેલ નથી.

اَذْهَبْتُمْ طَيِّبٰتِكُمْ فِىْ حَيَاتِكُمُ الدُّنْيَا એટલે કે કાફિરોને સંબોધન કરીને કહેવામાં આવશે કે તમે જે કંઈ સારા કર્મો દુનિયામાં કર્યા હતા તો તેનો બદલો પણ તમને દુનિયાની નેઅ્મતો અને રાહતો સ્વરૂપે આપવામાં આવી ચૂક્યો છે, હવે આખિરતમાં તમારો કોઈ હિસ્સો બાકી નથી રહ્યો, આ સંબોધન કાફિરોને છે જેનાથી જાણ થાય છે કે કાફિરોના નેક કર્મો જે ઈમાન ન લાવવાના કારણે અલ્લાહ તઆલા સમીપ સ્વીકૃત નથી આખિરતમાં તો તેની કોઈ કિંમત હશે નહીં પરંતુ દુનિયામાં અલ્લાહ તઆલા તેને તે કર્મોનો બદલો આપી દે છે, કાફિરો અને દુષ્ટોને માલ દોલત અને ઈજ્જત તથા હોદ્દો વગેરે જે દુનિયામાં મળે છે તે તેમના નેક અમલો સખાવત, હમદર્દી, સચ્ચાઈ વગેરેનો બદલો હોય છે, મો'મિનો માટે એ હુકમ નથી કે જો દુનિયામાં તેમને કોઈ નેઅ્મત માલ અને દોલત મળી જાય તો આખિરતના હકથી વંચિત થઈ જાય.

**દુનિયાના આનંદ પ્રમોદ અને જાહોજલાલીથી બચવાનું ઉત્તેજન :**

આ આયતમાં કાફિરોને ક્રોધ અને સજાનું તેમના દુનિયાના આનંદ પ્રમોદમાં ઓતપ્રોત રહેવાની બીના ઉપર કરવામાં આવ્યું તેથી રસૂલે કરીમ ﷺ, સહાબા (રદિ.) તથા તાબિઈન (રહ.)એ દુનિયાની લિજ્જતોને છોડવાની ટેવ બનાવી લીધી, જેમકે તેમના જીવન ચરિત્ર આ બાબત ઉપર ગવાહ છે અને રસૂલે કરીમ ﷺએ હઝરત મઆઝ (રદિ.)ને યમન મોકલતી વખતે એવી વસિય્યત કરી હતી કે દુનિયાના આનંદ પ્રમોદથી બચતા રહેવું, હઝરત અલી (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યકિત અલ્લાહ તઆલાથી થોડી રોજી લેવા ઉપર રાજી થઈ જાય તો અલ્લાહ તઆલા પણ તેના થોડા અમલથી રાજી થઈ જાય છે. *(મઝહરી –અનલ બગવી)*

---



**આયતો : (સૂરએ અહકાફ : આયત નં. ૨૧ થી ૨૬)**

وَاذْكُرْ اَخَا عَادٍ ؕ اِذْ اَنْذَرَ قَوْمَهٗ بِالْاَحْقَافِ وَقَدْ خَلَتِ النُّذُرُ مِنْ بَيْنِ يَدَيْهِ
وَمِنْ خَلْفِهٖٓ اَلَّا تَعْبُدُوْٓا اِلَّا اللّٰهَ ؕ اِنِّیْٓ اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ عَظِيْمٍ ﴿٢١﴾
قَالُوْٓا اَجِئْتَنَا لِتَاْفِكَنَا عَنْ اٰلِهَتِنَا ۚ فَاْتِنَا بِمَا تَعِدُنَآ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ﴿٢٢﴾
قَالَ اِنَّمَا الْعِلْمُ عِنْدَ اللّٰهِ ۖ وَاُبَلِّغُكُمْ مَّآ اُرْسِلْتُ بِهٖ وَلٰكِنِّیْٓ اَرٰىكُمْ
قَوْمًا تَجْهَلُوْنَ ﴿٢٣﴾ فَلَمَّا رَاَوْهُ عَارِضًا مُّسْتَقْبِلَ اَوْدِيَتِهِمْ ۙ قَالُوْا هٰذَا عَارِضٌ مُّمْطِرُنَا ؕ
بَلْ هُوَ مَا اسْتَعْجَلْتُمْ بِهٖ ؕ رِيْحٌ فِيْهَا عَذَابٌ اَلِيْمٌ ﴿٢٤﴾ تُدَمِّرُ كُلَّ شَیْءٍ
بِاَمْرِ رَبِّهَا فَاَصْبَحُوْا لَا يُرٰٓى اِلَّا مَسٰكِنُهُمْ ؕ كَذٰلِكَ نَجْزِی الْقَوْمَ
الْمُجْرِمِيْنَ ﴿٢٥﴾ وَلَقَدْ مَكَّنّٰهُمْ فِيْمَآ اِنْ مَّكَّنّٰكُمْ فِيْهِ وَجَعَلْنَا لَهُمْ سَمْعًا وَّ
اَبْصَارًا وَّاَفْئِدَةً ۖ فَمَآ اَغْنٰی عَنْهُمْ سَمْعُهُمْ وَلَآ اَبْصَارُهُمْ وَلَآ اَفْئِدَتُهُمْ مِّنْ
شَیْءٍ اِذْ كَانُوْا يَجْحَدُوْنَ ۙ بِاٰيٰتِ اللّٰهِ وَحَاقَ بِهِمْ مَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ﴿٢٦﴾ ع

**તરજુમો :**

*અને યાદ કરો આદના ભાઈને જ્યારે પોતાની કોમને અહકાફમાં ડરાવ્યા અને ડરાવનારા પસાર થઈ ચૂક્યા હતા તેમની આગળથી અને પાછળથી કે અલ્લાહના સિવાય કોઈની બંદગી ન કરો, હું તમારા ઉપર એક મોટા દિવસની આફતથી ડરું છું. (૨૧) બોલ્યા, શું તું અમારી પાસે આવ્યો છે કે અમને અમારા મઅ્બૂદોથી ફેરવી દે ? બસ અમારા ઉપર લઈ આવ જે વાયદો કરે છે જો તું સાચો છે ! (૨૨) કહ્યું, એ ખબર તો અલ્લાહને જ છે અને હું તો જે કંઈ મારા હાથે મોકલવામાં આવ્યું પહોંચાડી આપું છું પરંતુ હું જોઉં છું તમે લોકો નાદાની કરો છો. (૨૩) પછી જ્યારે તેમણે તે વાદળને પોતાની ખીણો તરફ આવતા જોયું; તેમણે કહ્યું, આ વાદળ છે, અમારા ઉપર વરસસે; (હૂદ અલૈ.એ કહ્યું) કંઈ નથી, આ તે વસ્તુ છે જેની તમે ઉતાવળ કરતા હતા, હવા(નું વાવાઝોડું) છે જેમાં દર્દનાક અઝાબ છે. (૨૪) દરેક વસ્તુને પોતાના પરવરદિગારના હુકમથી ઉખેડી ફેંકશે, પછી કાલે એવા થઈ ગયા કે તેમના ઘરો સિવાય કોઈ દેખાતું ન હતું, આ રીતે અમે ગુનેહગાર કોમને સજા આપીએ છીએ. (૨૫) અને ખરેખર અમે તેમને શક્તિશાળી સ્થિતિમાં સ્થાપિત કર્યા હતા જેવી શક્તિશાળી સ્થિતિમાં તમને સ્થાપિત કર્યા નથી અને અમે તેમને કાન (શ્રવણશક્તિ) અને દૃષ્ટિ તથા દિલ આપ્યા હતા, પછી ન તો તેમના કાન કંઈ તેમના કામ આવ્યા અને ન જ તેમની દૃષ્ટિ અને ન જ તેમના દિલ કોઈ વસ્તુમાં; એટલા માટે કે તેઓ અલ્લાહની આયતોથી ઈન્કારી થતા હતા અને જે(અઝાબ)ની તેઓ મશ્કરીઓ કરતા હતા તેમના ઉપર ઊંધી વળી. (૨૬)*

**તફસીર :**

અને તમે કોમે આદના ભાઈ (એટલે કે હૂદ અલૈ.)નું (તેમને) વર્ણન કરો જ્યારે કે તેમણે પોતાની કોમને કે જે એવા સ્થળ ઉપર રહેતી હતી કે ત્યાં રેતીના ઊંચા ટેકરાઓ હતા (આ સ્થળ તરફ એટલા માટે આંગળી ચીંધવામાં આવી છે કે જોનારાઓના માનસમાં ડર પેદા થાય) એ (વાત) ઉપર (અલ્લાહ તઆલાના અઝાબથી) ડરાવ્યા કે તમે અલ્લાહ સિવાય કોઈની ઈબાદત ન કરો (નહિતર

તમારા ઉપર અઝાબ ઊતરશે) અને (આ એવી જરૂરી અને સાચી વાત છે કે) તેમનાથી (એટલે કે હઝરત હૂદ અલૈ.થી) પહેલાં અને તેમના પછી (આ જ વિષય વિશે) ઘણા ડરાવનારા (પયગમ્બરો અત્યાર સુધી) પસાર થઈ ચૂક્યા છે (અને એ કોઈ આશ્ચર્યની વાત નથી કે હૂદ અલૈ. અલ્લાહ તઆલા તરફ આમંત્રણ આપવામાં તે સૌની સાથે સહમત હોય, તેમની સામે તેમણે વર્ણન પણ કર્યું જેથી વાક્ય وَقَدْ خَلَتِ النُّذُرُને વચમાં વધારી દેવું આ લાભો માટે છે કે દા'વતના વિષયની તાકીદ થઈ જાય તથા હૂદ અલૈ.ના ડરાવવામાં એવું કહેવામાં આવ્યું કે) મને તમારા ઉપર એક મોટા (કઠોર) દિવસના અઝાબનો ભય છે (જો તેનાથી બચવું છે તો તવહીદનો સ્વીકાર કરી લો) તેઓ કહેવા લાગ્યા, શું તમે અમારી પાસે એવા ઈરાદે આવ્યા છો કે અમને અમારા મઅ્બૂદોથી (એટલે કે પૂજ્યોથી) ફેરવી આપો ? બસ (અમે તો ફરનારા નથી બાકી) જો તમે સાચા હોવ તો જે(અઝાબ)નો તમે અમને વાયદો કરો છો તેને અમારા ઉપર લાવી દો, તેમણે ફરમાવ્યું કે સંપૂર્ણ જ્ઞાન તો અલ્લાહને જ છે (કે અઝાબ ક્યાં સુધીમાં આવશે) અને મને તો જે સંદેશ આપીને મોકલવામાં આવ્યો છે હું તમને તે પહોંચાડી આપું છું (એટલા માટે તેમાં મને એવું પણ કહેવામાં આવ્યું કે તમારા ઉપર અઝાબ આવશે, મેં તમને જાણ કરી દીધી તેનાથી વધારે ન તો મને જ્ઞાન છે અને ન જ કાબૂ) પરંતુ હું તમને જોઉં છું કે તમે લોકો નરી જહાલતની વાતો કરો છો (કે એક તો તવહીદને સ્વીકારતા નથી પછી પોતાના મોઢેથી આફત માંગો છો પછી મને તેની ફરમાઈશ કરો છો, અલબત્ત હું પોતાની સચ્ચાઈનો દા'વેદાર છું અને તેના ઉપર દલીલ કાયમ કરી ચૂક્યો છું અને જે ઘટનામાં તમને સંદેહ છે તેનો સમય મને બતાવવામાં નથી આવ્યો, હા ! જ્યારે તે આવવાનો હુકમ અલ્લાહ તઆલા આપવાનું ઈચ્છશે ત્યારે જોઈ લેજો ! મતલબ કે જ્યારે કોઈપણ રીતે તેમણે સત્યને ન માન્યું તો હવે અઝાબનો એ રીતે સામાન શરૂ થયો કે પ્રથમ એક વાદળ ઊઠયું) બસ તે લોકોએ જ્યારે તે વાદળને પોતાની ખીણો તરફ આવતું જોયું, કહેવા લાગ્યા કે આ તો વાદળ છે જે અમારા ઉપર વરસી પડશે (ઈરશાદ થયો કે) નહીં ! (આ વરસનારું વાદળ નથી) બલકે આ તે જ (અઝાબ) છે જેની તમે ઉતાવળ કરતા હતા (કે તે અઝાબ જલદી લાવો અને તે વાદળમાં) એક આંધી છે જેમાં દર્દનાક અઝાબ છે, તે (વાવાઝોડું) દરેક વસ્તુને (જેને નાશ કરવાનો હુકમ થયો હશે)

પોતાના પરવરદિગારના હુકમથી નાશ કરી નાંખશે તેથી (તે વાવાઝોડું ખેતીને તથા માણસોને અને પશુઓને ઉઠાવી ઉઠાવીને પટકી દેતું હતું જેનાથી) તેઓ એવા (તબાહ) થઈ ગયા કે તેમના મકાનો સિવાય અન્ય કોઈ વસ્તુ (માણસો અથવા પશુઓ કે કોઈ સજીવ ચીઝ) દેખાતી ન હતી, અમે ગુનેહગારોને આ જ રીતે સજા આપીએ છીએ અને અમે તેમને (એટલે કે આદની કોમના લોકોને) તે વાતોની શક્તિ આપી હતી કે તમને તે વાતોમાં શક્તિ નથી આપી (આ વાતોથી ભાવાર્થ તે શક્તિ છે જે શારીરિક શક્તિ અને આર્થિક શક્તિ ઉપર આધારિત છે) અને અમે તેમને કાન અને આંખો અને દિલ (બધું જ કંઈ) આપ્યું હતું, બસ કારણ કે તે લોકો અલ્લાહની આયતોનો ઈન્કાર કરતા હતા તેથી (જ્યારે તેમના ઉપર અઝાબ આવ્યો તો) ન તો તેમના કાન તેમને જરા પણ કામ આવ્યા અને ન જ તેમની આંખો અને ન જ તેમના દિલ અને જે (અઝાબ)ની તેઓ હાંસી ઉડાવ્યા કરતા હતા તેણે જ તેમને ઘેરી લીધા (એટલે કે ન તો તેમની શારીરિક શક્તિઓ તેમને અઝાબથી બચાવી શકી અને ન જ તેમની યુક્તિઓ જે બુદ્ધિ સાથે સંબંધ ધરાવે છે અને ન જ તેમની શક્તિ કંઈ કામ લાગી, બસ પછી તમારી શું વિસાત છે?)

---

**આયતો : (સૂરએ અહકાફ : આયત નં. ૨૭-૨૮)**

وَلَقَدْ أَهْلَكْنَا مَا حَوْلَكُمْ مِّنَ الْقُرَىٰ وَصَرَّفْنَا الْآيَاتِ لَعَلَّهُمْ يَرْجِعُونَ ﴿٢٧﴾

فَلَوْلَا نَصَرَهُمُ الَّذِينَ اتَّخَذُوا مِن دُونِ اللَّهِ قُرْبَانًا آلِهَةً ۖ بَلْ ضَلُّوا عَنْهُمْ ۚ

وَذَٰلِكَ إِفْكُهُمْ وَمَا كَانُوا يَفْتَرُونَ ﴿٢٨﴾

**તરજુમો :**

*અને અમે વિનાશ કરી ચૂક્યા છે જેટલી તમારી આસપાસની વસ્તીઓ છે અને (તે પહેલાં) અમે વારંવાર પોતાની નિશાનીઓ તેઓને દેખાડી હતી કે જેથી તેઓ (કુફ્રથી) પાછા ફરે. (૨૭) પછી કેમ તેમને મદદ ન પહોંચી તેમના તરફથી જેમને અલ્લાહને છોડીને મોટો દરજ્જો પામવા મઅ્બૂદ તરીકે પકડ્યા હતા; બલકે તેમનાથી અલોપ થઈ ગયા અને તે તેમનું જૂઠાણું હતું અને જે પોતાની જાતે ઘડી લેતા હતા. (૨૮)*

**આયતોનો ક્રમ :**

ઉપર કોમે આદનો કિસ્સો વિગતવાર વર્ણન થયો હતો, આગળ બીજી એવી જ કોમોનું વર્ણન છે જેમના ઉપર કુફ્ર અને અંબિયા (અલૈ.)ના વિરોધના કારણે અઝાબ આવ્યો અને તેમનો વિનાશ થયો, તેમની ઉજ્જડ વસ્તીઓના ખંડેરો પણ મક્કાના નિવાસીઓની મુસાફરીના સમયે માર્ગમાં આવતા હતા, તેનાથી બોધપાઠ ગ્રહણ કરવા માટે તેમનો ટૂંક અહેવાલ પ્રસ્તુત આયતોમાં આવ્યો છે.

**તફસીર :**

અને અમે તમારી આસપાસની અન્ય વસ્તીઓનો પણ (તે કુફ્ર અને શિર્કના કારણે) વિનાશ કરી નાંખ્યો છે (જેમકે ષમૂદ અને કોમે લૂત કે સિરીયાના પ્રદેશમાં જતી વખતે મક્કાના કાફિરો તે વસ્તીઓ ઉપરથી પસાર થતા હતા અને જેમકે મક્કાની એક બાજુ યમન છે, બીજી બાજુ સિરીયા છે એટલા માટે مَاحَوْلَكُمْ કહેવામાં આવ્યું) અને અમે તેમનો વિનાશ કરતા પહેલાં (તેમને માર્ગ ઉપર લાવવા માટે) વારંવાર પોતાની નિશાનીઓ (તેમને) બતાવી દીધી હતી જેથી તેઓ (કુફ્ર અને શિર્કથી) પાછા ફરે (પરંતુ પાછા ન ફર્યા અને નાશ પામ્યા) બસ અલ્લાહના સિવાય જે જે વસ્તુઓને તેમણે અલ્લાહની નજદીકી પામવા માટે પોતાના મઅ્બૂદ બનાવી રાખી હતી (કે તેઓ મુસીબતમાં અમારા કામ લાગશે પરંતુ વિનાશ અને અઝાબના સમયે) તેમણે તેમની મદદ કેમ ન કરી ? બલકે તે સૌ તેમનાથી ગાયબ થઈ ગયા અને તે(ઓનું મઅ્બૂદ અને સિફારસ કરનાર હોવાનું સમજવું) માત્ર તેમની ઘડેલી અને ઉપજાવી કાઢેલી વાતો છે (અને તેઓ વાસ્તવમાં ન તો સિફારસ કરનાર હતા અને ન જ પૂજાપાત્ર હતા).

---

**આયતો : (સૂરએ અહકાફ : આયત નં. ૨૯ થી ૩૨)**

| |
|---|
| وَاِذْ صَرَفْنَآ اِلَيْكَ نَفَرًا مِّنَ الْجِنِّ يَسْتَمِعُوْنَ الْقُرْاٰنَ ۚ فَلَمَّا حَضَرُوْهُ قَالُوْٓا اَنْصِتُوْا ۚ |
| فَلَمَّا قُضِيَ وَلَّوْا اِلٰى قَوْمِهِمْ مُّنْذِرِيْنَ ﴿٢٩﴾ قَالُوْا يٰقَوْمَنَآ اِنَّا سَمِعْنَا كِتٰبًا اُنْزِلَ |

مِنْۢ بَعْدِ مُوْسٰى مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ يَهْدِيْٓ اِلَى الْحَقِّ وَاِلٰى طَرِيْقٍ
مُّسْتَقِيْمٍ ۝٣٠ يٰقَوْمَنَآ اَجِيْبُوْا دَاعِيَ اللّٰهِ وَاٰمِنُوْا بِهٖ يَغْفِرْ لَكُمْ مِّنْ ذُنُوْبِكُمْ
وَيُجِرْكُمْ مِّنْ عَذَابٍ اَلِيْمٍ ۝٣١ وَمَنْ لَّا يُجِبْ دَاعِيَ اللّٰهِ فَلَيْسَ بِمُعْجِزٍ فِي
الْاَرْضِ وَلَيْسَ لَهٗ مِنْ دُوْنِهٖٓ اَوْلِيَآءُ ۭ اُولٰۗىِٕكَ فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ۝٣٢

**તરજુમો :**

*અને (યાદ અપાવો) જે સમયે અમે તમારા તરફ કેટલાયને જિન્નાતોમાંથી ધ્યાનિત કરી દીધા, કુર્આન સાંભળવા લાગ્યા, પછી જ્યારે ત્યાં (નજીક) પહોંચી ગયા; બોલ્યા, ચૂપ રહો; પછી જ્યારે પૂરું થયું, (ત્યારે) પાછા ફર્યા પોતાની કોમને ડર સંભળાવતા. (૨૯) બોલ્યા, હે અમારી કોમ ! અમે એક કિતાબ સાંભળી જે મૂસા (અલૈ.) પછી ઊતરી છે, બધી આગલી કિતાબોને સાચી ઠેરવનારી, સાચા દીનની દોરવણી કરે છે અને એક સીધા માર્ગની. (૩૦) હે અમારી કોમ ! અલ્લાહના "દાઈ"(આમંત્રણ આપનાર)ને માનો અને તેના ઉપર ઈમાન લાવો કે (અલ્લાહ) તમને તમારા કંઈ ગુનાહ બખ્શે અને તમને એક દર્દનાક અઝાબથી બચાવે. (૩૧) અને જે કોઈ અલ્લાહના બોલાવનારને માનશે નહીં તો તે પૃથ્વીમાં દોડીને (અલ્લાહને) થકાવી શકશે નહીં અને તેનો તેના (અલ્લાહના) સિવાય કોઈ સહાયક નથી અને તે લોકો ખુલ્લી ગુમરાહીમાં છે. (૩૨)*

**તફસીર :**

(હે નબી ﷺ !) અને (તે સમયના પ્રસંગને વર્ણન કરો) જ્યારે કે અમે જિન્નાતોના એક સમૂહને તમારા તરફ લઈ આવ્યા જેઓ (અત્રે પહોંચીને) કુર્આન સાંભળવા લાગ્યા હતા, મતલબ કે જ્યારે તે લોકો કુર્આન(પઢવાના સ્થળ) પાસે આવી પહોંચ્યા તો (પરસ્પર) કહેવા લાગ્યા કે ચૂપ રહો ! (અને આ કુર્આનને સાંભળો) પછી જ્યારે કુર્આન પઢવામાં આવી ચૂક્યું (એટલે કે જેટલું તે વખતે પયગમ્બર ﷺએ નમાઝમાં પઢવાનું હતું તે પૂરું થઈ ચૂક્યું) તો તે લોકો (તેના ઉપર ઈમાન લઈ આવ્યા અને) પોતાની કોમની પાસે (તેની) ખબર પહોંચાડવા

માટે પાછા ગયા (અને જઈને તેમને) કહેવા લાગ્યા, હે અમારી કોમ ! અમે એક (વિસ્મયકારી) કિતાબ સાંભળીને આવ્યા છે જે મૂસા (અલૈ.) પછી ઉતારવામાં આવી છે જે પોતાનાથી આગલી કિતાબોની ખરાઈ કરે છે (અને) સત્ય (દીન) અને સીધા માર્ગ તરફ દોરવણી કરે છે (આ તો દીને ઈસ્લામની સચ્ચાઈની સાબિતી અને તેની જાહેરાત છે, આગળ તેના કબૂલ કરવાનો હુકમ છે, પ્રથમ પ્રોત્સાહન સ્વરૂપે અને પછી ધમકી સ્વરૂપે એટલે કે) હે અમારી કોમ ! તમે અલ્લાહ તરફ બોલાવનારનું કહ્યું માનો (આ અલ્લાહ તરફ બોલાવનારનો ભાવાર્થ "દાઈ" એટલે કે કુર્આન અથવા તો નબી અથવા નિશાનીઓ છે) અને (કહેવું માનવું એ છે કે) તેના ઉપર ઈમાન લઈ આવો (તેમાં ઈશારો થયો છે કે તે ઈમાન લાવવું અલ્લાહ તરફ આમંત્રણ આપનારની વાતનું માનવું છે અને કોઈ દુનિયવી સ્વાર્થ તરફ નહીં; બસ જો તમે એવું કરશો તો) અલ્લાહ તઆલા તમારા ગુનાહો મા'ફ કરી દેશે અને તમને કષ્ટદાયક અઝાબથી સુરક્ષિત રાખશે અને જે વ્યક્તિ અલ્લાહ તરફ બોલાવનારનું કહ્યું માનશે નહીં તો તે પૃથ્વી(ના કોઈ ભાગ)માં (નાસભાગ કરી અલ્લાહ તઆલાને) હરાવી શકશે નહીં (એટલે એ રીતે કે પકડાઈ ન શકે; એવું શક્ય જ નથી) અને (જેમકે તે પોતે નથી બચી શકતો એ જ પ્રમાણે) અલ્લાહ સિવાય અન્ય કોઈ તેનો હિમાયત કરનાર હશે નહીં (કે તે તેમને બચાવી શકે અને) એવા લોકો ચોખ્ખી ગુમરાહીમાં (સંડોવાયેલા) છે (કે દલીલો સ્થાપિત થઈ ગયા પછી અને આમંત્રણ આપનારના સત્ય હોવાનું સાબિત થઈ ગયા પછી પણ તેને ન માને).

## મસ્અલા અને બોધપાઠ :

મક્કાના કાફિરોને સંભળાવવા માટે આનાથી આગળની આયતોમાં કુફ્ર અને અભિમાનની નીંદા અને તે નુકસાનકારક હોવાનું વર્ણન થયું છે, પ્રસ્તુત આયતોમાં મક્કાના નિવાસીઓને સ્વમાન યાદ અપાવવા માટે જિન્નાતોના ઈમાન લાવવાનો કિસ્સો વર્ણન કરવામાં આવ્યો છે કે જિન્નાતો તો અભિમાન અને ગર્વમાં તમારાથી પણ વધારે છે પરંતુ કુર્આન સાંભળીને તેમના દિલ પણ નરમ થઈ ગયા, તેઓ મુસલમાન થઈ ગયા, તમને તો અલ્લાહ તઆલાએ જિન્નાતોથી વધારે બુદ્ધિ અને સમજદારી બખ્શી છે પરંતુ તે છતાં તમે ઈમાન નથી લાવતા અને જિન્નાતના કુર્આન સાંભળવાની અને ઈમાન લાવવાની ઘટનાનું વર્ણન સહીહ

હદીષોમાં આ રીતે આવ્યું છે કે રસૂલે કરીમ ﷺના આગમન સમયે જ્યારે જિન્નાતોને આસમાનોની ખબરો સાંભળવાથી અટકાવી દેવામાં આવ્યા હતા તો આપ ﷺની નુબુવ્વત અને બઅ્ષત પછી જે જિન્નાતો આસમાની ખબરો સાંભળવા માટે ઉપર જતા તો તેના ઉપર شِهَابِ ثَاقِبٍ (ઊલ્કાપિંડો) ફેંકીને તેમને ભગાવી દેવામાં આવતા, જિન્નાતોમાં તે વાતનું એ વર્ણન થયું કે આ બાબતનું કારણ જાણવું જોઈએ કે કઈ એવી ઘટના દુનિયામાં બની છે જેના કારણે જિન્નાતોને આસમાની ખબરોથી અટકાવી દેવામાં આવ્યા, જિન્નાતના વિવિધ સમૂહો દુનિયાના વિવિધ પ્રદેશોમાં આ બાબતની તહકીક માટે ફેલાઈ ગયા, તેમનો એક સમૂહ હિજાજ તરફ પણ પહોંચ્યો, તે દિવસે રસૂલે કરીમ ﷺ પોતાના અમુક સહાબા (રદિ.)ની સાથે બત્ન નખ્લહના સ્થળે ઉપસ્થિત હતા અને ઊકાજના વેપારી મંડી તરફ જવાનો ઈરાદો હતો, (અરબ લોકો વ્યાપારિક અને સામાજિક બાબતો માટે વિવિધ સ્થળો ઉપર ખાસ ખાસ દિવસોમાં બજાર લગાવતા હતા જેમાં દરેક પ્રદેશના લોકો એકઠા થતા, દુકાનો લગાવતા અને ઈજ્તેમાઓ અને સભાઓ થતી હતી, જેમકે આપણા સમયમાં પણ આ જ પ્રમાણેના પ્રદર્શનો અનેક ઠેકાણે થાય છે, તેમાંથી એક બજાર "ઊકાજ"ના સ્થળે પણ લગાવવામાં આવતું હતું, રસૂલે કરીમ ﷺ લગભગ દા'વત અને તબ્લીગ માટે ત્યાં જઈ રહ્યા હતા) આ સ્થળ "બત્ન નખ્લહ"માં આપ ﷺ સવારની નમાઝ પઢાવી રહ્યા હતા કે તે જિન્નાત ત્યાં પહોંચ્યા અને કુર્આન સાંભળી કહેવા લાગ્યા કે બસ તે નવી વાત આ જ છે જે અમારી અને આસમાની ખબરો વચ્ચે અવરોધ બની છે.

*(રવાહુ ઈમામ અહમદ, બુખારી, મુસ્લિમ, તિરમિઝી, નસાઈ —ઈબ્ને અબ્બાસ દ્વારા)*

એક રિવાયતમાં છે કે જ્યારે અહીંયાં આવ્યા તો પરસ્પર કહેવા લાગ્યા કે ચૂપ રહી કુર્આન સાંભળો, જ્યારે આપ ﷺ નમાઝથી ફારેગ થયા તો ઈસ્લામની સચ્ચાઈ ઉપર યકીન કરીને ઈમાન લાવીને પોતાની કોમની પાસે પાછા ગયા અને તેમને આ ઘટનાના મૂળ કારણની અને આ બાબતની ખબર આપી કે અમે તો મુસલમાન થઈ ગયા, તમારે પણ ઈમાન લઈ આવવું જોઈએ, પરંતુ રસૂલે કરીમ ﷺને તે જિન્નાતોના આવવા જવા અને કુર્આન સાંભળી ઈમાન લઈ આવવાની ખબર ન થઈ, એટલે સુધી કે સૂરએ જિન નાઝિલ થઈ જેમાં આપ ﷺને આ ઘટનાની ખબર આપવામાં આવી. *(રવાહુ ઈબ્ને મંઝર —અબ્દુલ મલિક દ્વારા)*

એક રિવાયતમાં છે કે આ જિન્નાતો "નસીબીન"ના સ્થળે રહેતા હતા અને કુલ નવ અથવા અમુક રિવાયતો પ્રમાણે સાત હતા, જ્યારે તેમણે પોતાની કોમને આ ખબર સંભળાવી અને ઈમાન લાવવાથી પ્રોત્સાહન આપ્યું તો પછી તેમનામાંથી ત્રણસો વ્યક્તિઓ ઈસ્લામ લાવવા માટે સેવામાં હાજર થયા. (રવાહુ અબૂ નઈમ, વાકદી –કઅ્બ બિન અહ્બાર દ્વારા અને રૂહુલ મઆનીમાંથી આ રિવાયતો લેવામાં આવી છે.) અને બીજી હદીષોમાં જિન્નાતોના આવવાની રિવાયત બીજા પ્રકારની પણ આવી છે પરંતુ કારણ કે આ વિવિધ ઘટનાઓ વિવિધ સમયોમાં બની છે એટલા માટે તેમાં કોઈ વિરોધાભાસ નથી અને તેનું સમર્થન એ રિવાયતથી પણ થાય છે જે તબરાનીએ અવષતમાં હઝરત ઈબ્ને મરદૂયાએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ કરી છે કે જિન્નાત રસૂલે કરીમ ﷺની સેવામાં વારંવાર હાજર થયા.

ખફ્ફાઝીએ કહ્યું છે કે હદીષોની રિવાયત એકઠી કરવાથી જાણ થાય છે કે જિન્નાતોના રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થઈને લાભ ઉઠાવવાની ઘટનાઓ છ વખતે બની છે. (કઝા ફિ રૂહ, બયાનુલ કુર્આનમાંથી) આ જ ઘટનાની વિગત પ્રસ્તુત આયતોમાં વર્ણન કરવામાં આવી છે.

كِتٰبًا اُنْزِلَ مِنْۢ بَعْدِ مُوْسٰى તેમાં بَعْدِ مُوْسٰى (બઅ્દી મૂસા)ની શરતથી અમુક લોકોએ સમજ્યું છે કે આ જિન્નાતો યહૂદી હતા, કારણ કે હઝરત મૂસા (અલૈ.) પછી તો હઝરત ઈસા (અલૈ.) ઉપર ઈન્ઝીલ નાઝિલ થઈ, તેનું વર્ણન નથી કર્યું પરંતુ તેની કોઈ ખુલ્લી રિવાયત ઉપસ્થિત નથી અને ઈન્ઝીલનું વર્ણન ન કરવાથી તેમના યહૂદી હોવા ઉપર દલીલ અપૂરતી છે, કારણ કે ઈન્ઝીલનું વર્ણન ન કરવાનું એ કારણ પણ હોઈ શકે છે કે ઈન્ઝીલના મોટા ભાગના હુકમો તવરાતના તા'બે છે અને કુર્આન તવરાતની જેમ આગવી કિતાબ છે, તેના હુકમો અને શરીઅત તરાવતથી ઘણી અલગ પ્રકારની છે તો એવું બતાવવાનો હેતુ હોય કે તવરાત જેવી એક આગવી કિતાબ કુર્આન જ છે.

يَغْفِرْ لَكُمْ مِّنْ ذُنُوْبِكُمْ માં શબ્દ مِنْ (મિન) "અમુક" વાસ્તવમાં تَبْعِيْض એટલે કે جُزْئِيَّت (અમુક)ના અર્થમાં આવે છે, જો કે અહીંયાં આ જ અર્થ લેવામાં આવે તો શબ્દ مِــنْ (મિન)ને વધારવાનો ખુલાસો એ થશે કે ઈસ્લામ કબૂલ કરી

લેવાથી હુકૂકુલ ઈબાદત મા'ફ નથી થતા, એટલા માટે એવું ફરમાવવું યોગ્ય હશે કે અમુક ગુનાહ એટલે કે હુકૂકુલ્લાહ મા'ફ થઈ જાય છે અને અમુક લોકોએ આ શબ્દ مِنْ (મિન)ને વધારાનો ઠરાવ્યો છે જે અર્થઘટનની અત્રે જરૂરત નથી રહેતી.

---

**આયતો : (સૂરએ અહકાફ : આયત નં. ૩૩-૩૪-૩૫)**

أَوَلَمْ يَرَوْا أَنَّ اللَّهَ الَّذِي خَلَقَ السَّمَاوَاتِ وَالْأَرْضَ وَلَمْ يَعْيَ بِخَلْقِهِنَّ بِقَادِرٍ
عَلَىٰ أَنْ يُحْيِيَ الْمَوْتَىٰ ۚ بَلَىٰ إِنَّهُ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ ﴿٣٣﴾ وَيَوْمَ يُعْرَضُ الَّذِينَ كَفَرُوا
عَلَى النَّارِ أَلَيْسَ هَٰذَا بِالْحَقِّ ۖ قَالُوا بَلَىٰ وَرَبِّنَا ۚ قَالَ فَذُوقُوا الْعَذَابَ بِمَا
كُنْتُمْ تَكْفُرُونَ ﴿٣٤﴾ فَاصْبِرْ كَمَا صَبَرَ أُولُو الْعَزْمِ مِنَ الرُّسُلِ وَلَا تَسْتَعْجِلْ لَهُمْ ۚ
كَأَنَّهُمْ يَوْمَ يَرَوْنَ مَا يُوعَدُونَ لَمْ يَلْبَثُوا إِلَّا سَاعَةً مِنْ نَهَارٍ ۚ بَلَاغٌ ۚ
فَهَلْ يُهْلَكُ إِلَّا الْقَوْمُ الْفَاسِقُونَ ﴿٣٥﴾

**તરજુમો :**

*અને શું જોતા નથી કે તે અલ્લાહ જેણે આસમાનો અને જમીન બનાવી અને તેને બનાવવામાં થાક્યો નહીં, તે સંપૂર્ણ શક્તિ ધરાવે છે કે મુરદાઓને સજીવન કરે, કેમ નહીં !? તે દરેક વસ્તુ કરી શકે છે ! (૩૩) અને જે દિવસે ઈન્કારીઓને આગની સામે લાવવામાં આવે (ત્યારે કહેવામાં આવશે), શું આ સત્ય નથી !? તેઓ કહેશે, કેમ નહીં ! અમારા પરવરદિગારની સોગંદ છે, (તો) કહેવામાં આવશે, તો ચાખો અઝાબ એનો બદલો જે તમે ઈન્કારી થતા હતા. (૩૪) બસ તમે ધૈર્ય દાખવો જેવું ધૈર્ય દૃઢ નિશ્ચયી રસૂલ દાખવે છે અને તેમની બાબતમાં ઉતાવળ ન કરો, આ લોકો જે દિવસે તે વસ્તુને જોઈ લેશે જેનો તેમને વાયદો છે, (તો તેઓને લાગશે) જેમકે ઢીલ પામી ન હતી પરંતુ દિવસની એક પળ ! તમારે પહોંચાડી દેવાનું છે, હવે તે જ લોકો નાશ પામશે જેઓ નાફરમાન છે. (૩૫)*

**તફસીર :**

શું તે લોકોએ એ ન જાણ્યું કે જે અલ્લાહ તઆલાએ આસમાનો અને જમીનને પેદા કર્યા અને તેના પેદા કરવામાં જરા પણ થાક્યો નહીં ! તે એવી શક્તિ ધરાવે છે કે મુરદાઓને (કયામતમાં) સજીવન કરી દે (અને તે તેના ઉપર શક્તિમાન) કેમ ન હોય ! બેશક તે (તો) દરેક વસ્તુ ઉપર શક્તિ ધરાવે છે (આ તો સંભાવના સાબિત થઈ) અને જે દિવસે (તે ઉપસ્થિત થશે અને) તે કાફિર લોકો દોઝખની સામે લાવવામાં આવશે (અને તેમને પૂછવામાં આવશે કે) શું આ દોઝખ સત્ય હકીકત નથી ? (જેમકે દુનિયામાં તેના સત્ય હોવાનો નકાર કર્યા કરતા હતા (كَمَا قَالَ تَعَالٰى عَنْهُمْ وَمَا نَحْنُ بِمُعَذَّبِيْنَ) તેઓ કહેશે કે અમને પોતાના પરવરદિગારની કસમ ! અવશ્ય તે સત્ય હકીકત છે, ઈરશાદ થશે (વારું) પોતાના કુફ્રના બદલામાં (જેમાં દોઝખનો ઈન્કાર પણ સામેલ છે) આ (દોઝખ)નો અઝાબ ચાખો (આગળ રસૂલે કરીમ ﷺને આશ્વાસન આપવામાં માટે કહેવામાં આવ્યું કે જ્યારે તેમનાથી કુફ્રનો બદલો લેવાની જાણ થઈ) તો તમે (એવી જ) ધીરજ ધરો જેમકે અન્ય હિંમતવાળા (ઈચ્છાશક્તિ ધરાવનાર) પયગમ્બરોએ ધીરજ ધરી હતી અને તે લોકો માટે (અલ્લાહ તઆલાના બદલાની) ઉતાવળ ન કરો (જેને તમે મુસલમાનોના આશ્વાસન માટે ઈચ્છતા હતા અને આશ્ચર્યજનક બાબત એ છે કે તે અઝાબના હકદારો પોતે ઉતાવળ કરે છે અને તે આશ્ચર્યજનક હોવું દેખીતું છે કે વાદી જો પ્રતિવાદીની સજા જલદી ઈચ્છે તો એ સ્વાભાવિક છે પરંતુ પોતે પ્રતિવાદી જ સજાની ઉતાવળ કરે તો તે અત્યંત આશ્ચર્યની વાત છે, બસ જો કે અલ્લાહની હિકમતના કારણે તાત્કાલિક અઝાબ થશે નહીં પરંતુ નજરે જોવાના સમયે તેનો અસર તે જ થશે જે તાત્કાલિક અઝાબનો થાય છે કારણ કે) જે દિવસે આ લોકો તે વસ્તુને (એટલે કે અઝાબને) જોશે જેનો તેમને વાયદો કરવામાં આવે છે તો (તે સમયે અઝાબની કઠોરતા એવી જણાશે કે) જાણે આ લોકો (દુનિયામાં) દિવસની એક ક્ષણ જ રહ્યા છે (એટલે કે દુનિયાનો લાંબો સમયગાળો ખૂબ ટૂંકો જણાશે અને એવું લાગશે કે જાણે તાત્કાલિક જ અઝાબ આવી ગયો, આગળ કાફિરોને ચેતવણી આપવામાં આવે છે કે) આ (અલ્લાહ તઆલા તરફથી દલીલોની પૂર્ણતા માટે) પહોંચાડી દેવું છે (જે રસૂલે કરીમ ﷺ મારફત પહોંચી ચૂક્યું) બસ (ત્યારબાદ) તે જ બરબાદ થશે જે

નાફરમાની કરશે (કારણ કે આમંત્રણ પહોંચ્યા પછી કોઈ બહાનું બાકી ન રહ્યું અને રસૂલ ﷺનું તેમાં કોઈ નુકસાન નથી, આથી તાકીદ અને આશ્વાસન પણ થઈ ગયું).

**મસ્અલા અને બોધપાઠ :**

أُولُوا الْعَزْمِ مِنَ الرُّسُلِ માં مِنَ الرُّسُلِ માં શબ્દ مِنْ (મિન) નિષ્ણાતોના મતે બધા રસૂલો હોવાની ચોખવટ દર્શાવવાનો છે, ન કે તેમાંથી અમુક રસૂલો હોવાના અર્થમાં છે, ભાવાર્થ એ છે કે બધા જ રસૂલો ઊંચી ઈચ્છાશક્તિ ધરાવનાર અને હિંમતવાળા જ થયા છે, જાણે થઈ કે દઢ નિર્ધાર ધરાવનાર હોવું અથવા હિંમતવાળા હોવું બધા જ અંબિયા (અલૈ.)નું લક્ષણ રહ્યું છે, અલબત્ત રસૂલો વચ્ચે સિફતોના દરજ્જામાં અમુક તફાવત અને ઓછું વત્તું હોવું કુર્આનના ઈરશાદોથી સાબિત થયેલ છે. تِلْكَ الرُّسُلُ فَضَّلْنَا بَعْضَهُمْ عَلٰى بَعْضٍ (૨:૨૫૩) એટલા માટે જે અંબિયા (અલૈ.) ઊંચી ઈચ્છાશક્તિ અને હિંમતની સિફતમાં બીજાઓથી વધારે વિશિષ્ટતા ધરાવતા હોય ખાસ તે રસૂલો માટે આ લકબ (ઉપનામ) સ્વરૂપે મશ્હૂર થઈ ગયું અને તેમને નિશ્ચિત કરવામાં પણ મતભેદ રહ્યો છે અને ઘણા લોકોનું નિવેદન એ છે કે ઊલૂલ અઝ્મ લકબ જેને આપવામાં આવ્યો છે તે તેઓ છે જેમનું વર્ણન સૂરએ અહઝાબમાં આવ્યું છે, وَإِذْ أَخَذْنَا مِنَ النَّبِيِّينَ مِيثَاقَهُمْ وَمِنْكَ وَمِنْ نُوحٍ وَإِبْرَاهِيمَ وَمُوسٰى وَعِيسَى ابْنِ مَرْيَمَ.... (૩૩:૭) હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે દુનિયાના આનંદ પ્રમોદ અને નેઅ્મતો અને મુહમ્મદ (ﷺ) અને મુહમ્મદ (ﷺ)ની અવલાદ માટે શોભાસ્પદ નથી, કારણ કે અલ્લાહ તઆલા ઊલૂલ અઝ્મ (દઢ નિર્ધારવાળા ઉચ્ચ કક્ષાની ઈચ્છાશક્તિ ધરાવનાર)થી સબ્ર સિવાય અન્ય કોઈ વસ્તુ ઉપર રાજી નથી અને મને આ જ હુકમ આપ્યો છે, فَاصْبِرْ كَمَا صَبَرَ أُولُوا الْعَزْمِ مِنَ الرُّسُلِ

સૂરએ અહકાફ પૂર્ણ થઈ. ૨૨ રજ્જબ સન હિજરી ૧૩૯૨ શનિવાર.



અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ અહકાફનો અનુવાદ પૂર્ણ થયો.

તારીખ : ૨૧ ડિસેમ્બર ૨૦૧૦ મુતાબિક ૧૪ મુહર્રમ હિજરી સન ૧૪૩૨.

મૂળ ઉર્દૂ મઆરિફુલ કુર્આનની સાતમી જિલ્દ પૂર્ણ થઈ.